ॠOCR

# પ્રસ્તાવના.

દરેક પદાર્થની સાથે કેટલીક સારી અને ખોટી બાબતો રહેલી હોય છે, તેમજ દરેક ક્રિયા તથા સ્થિતિના સંબંધમાં પણ છે; હાલ કેલવણીની સ્થિતિ ઘણી પ્રબુદ્ધ છે, અને તેના સંબંધમાં સુક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં મિથ્યા નાજુકાઇ (Fastidiousness) ની પણ અનવધિ વૃદ્ધિ થયેલી જણાય છે. આ મિથ્યા નાજુકાઇ શરીરના સંબંધમાં પ્રબળપણે વર્તે છે એટલુંજ નહીં, પણ માણસોના મન ઉપર તેણે પ્રબળ અસર કરેલી છેઃ—આધુનિક સમયમાં પંડિત સમુદાયમાં પટલાઇ કૂટનારામાંના હરકોઇ માણસની આગળ જો તમે 'સદેવંત શાવળીંગા' નું, અથવા તો 'ગજરામારૂજી' નું, અથવા તો 'ગુલબંકાવલી' નું નામ દેશો તો તે તત્કાલ કટાણું મુખ કરીને "તદન અનીતિ!" એ શબ્દો બોલ્યા વિના રહેશે નહીં.

ઉપર કહેલી અને તે શિવાય બીજી લોકપ્રિય વાર્તાોને માટે મિથ્યા સભ્યતાનો વેષ પહેરનાર વિદ્વાનોમાં એવો અભિપ્રાય ફેલાયો છે કે એ વાર્તાઓમાં અનીતિ વિના અન્ય કશું પણ નથી. અંધગોલાङ्गुल ન્યાયે તેઓ એ વાર્તાઓને અનીતિથી પરિપૂર્ણ કહીને સંતોષ પામતા નથી પણ સાહિત્ય સાગરમાં ઝબોળા ખાનાર તેઓ તેમને બીભત્સ—રસ—પ્રધાન કહેવાને પણ કિંચિત્ સંકોચાતા નથી.

આ પ્રમાણે આપણા ગુર્જર પંડિતોની રસજ્ઞતાની પરતંત્ર અથવા નિઃસત્વ અવસ્થા થયેલી જોઈને કાવ્યનાં સાહાય્યકારી સાધનોનેજ આધારે સ્વતંત્ર બુદ્ધિથી વિચાર કરનાર દરેક સુજ્ઞ પુરૂષને શોક થયા વિના રહેશે નહીં. ગ્રંથ પરીક્ષક વિદ્વાનો દેખાદેખી કરીને એક મત થયેલા હોવાથી પોતાના પૂર્વ સૂચિત અભિપ્રાયને એટલો તો સાશ્રય અને બળવાન માને છે કે પૂર્વોક્ત વાર્તાઓના પક્ષમાં બોલનાર હું તેમને તેમના પરમ વિરોધીને સ્વરૂપે પ્રતીત થઇશ. તેઓ કાંતો મારા ઉપર ક્રોધ કરશે અથવા તો પોતાના મિથ્યાભિમાનને વશ થઈને મારૂં હાસ્ય કરશે; હું તે પર જરીક પણ લક્ષ આપ્યા વિના પક્ષપાતને દૂર મૂકીને સત્યને પ્રકાશું છું:—

'બુદ્ધિપ્રકાશ' ના ૩૨ માં પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલા 'ગ્રંથકર્તા' એ નામના વિષયનો લખનાર પુસ્તકોના રજીસ્ટ્રેશનના સંબંધમાં લખતાં 'ગજરામારૂજી' જેવાં પુસ્તકો વિષે એમ લખે છે કે—'તેમની કીર્તિ કોણ લૂટી લેવાનું હતું'!!! આ પાણ્ડિત્ય પયોનિધિ વિદ્વાન્ આ હાસ્યયુક્ત કટાક્ષથી એમ કહેવાનો આશય રાખે છે કે ગજરામારૂ વગેરે વાર્તાઓને મૂળે કીર્તિજ નથી; પણ હુંતો માન્ય કરૂં છું કે એ લોકપ્રિય વાર્તાઓને સામાન્ય કીર્ત્તિ નહીં પણ અમર કીર્તિ છે. આપણા એ વિવેચક વિદ્વાને સઘળી વિદ્વતા વાવરી નાખીને લખેલા શુષ્ક નિબંધો કરતાં આપણી લોકપ્રિય વાર્તાઓમાં કીર્ત્તિજનક સત્વ વધારે છે.

ભૂપાળ-ચૂડામણિ કવિ શ્રી ભર્તૃહરિ કહે છે કઃ—
जयन्ति ते रससिद्धाः कवयः ઇત્યાદિ. કાવ્યમાં કીર્તિજનક સત્વ તો રસ છે; રસ સિદ્ધ કવિયોના વિજય નિર્ઘોષથી સમસ્ત ભૂગોળ અને ખગોળ છવાઇ રહેલા છે; પ્રજા સમૂહના અંતઃકરણમાં સબળ પાયા નાખીને રોપયલા રસસિદ્ધ કવિયોના વિજય ધ્વજનાં યશઃપટને ફરકતાં જોઇને માત્ર સાહિત્ય શાસ્ત્રની શિલા અને પિંગળ શાસ્ત્રનું પાટિયું પકડીને અપ્રખ્યાતિના સાગરમાં ડૂબતા મિથ્યા પંડિતોને ઇર્ષા થયા વિના રહેતીજ નથી.

પૂર્વોક્ત વાર્તાઓમાં રસ છે કે નહીં એ વાત તો તેમની ખપત અને લોકપ્રિયતા સંપૂર્ણ રીત્યે સિદ્ધ કરી આપે છે. મોટા જહાગિરદારથી તે હલકા મજૂર સુધી સર્વના ઘરમાં તે લોકપ્રિય વાર્તાઓની એક નકલ તો હશે ને હશેજ. તે પુસ્તકોમાં સારી ભાષાની છટા નથી, અલંકારની ખુબી નથી, અને પિંગલનો તો પાયો પણ નથી; તેમ છતાં જ્યારે તે પુસ્તકોએ પ્રજાનાં મન હરણ કર્યાં છે ત્યારે તેઓમાં રસ કેટલો હશે તેનો જરીક વિચાર કરો. પછી તમારી ઇચ્છામાં આવે તો એમ કહો કે એ પુસ્તકોની જરીક પણ કીર્તિ નથી. તમારા એમ કહેવાથી એ લોક સંમત વાર્તાઓને એક તિલ માત્ર પણ હાનિ થવાની નથી.

કેટલાક લોકો એ વાર્તાઓમાં રસ છે એમ કબુલ

કરે છે, પણ તેઓ એમ કહે છે કે તેઓમાં બીભત્સ રસ છે. એ લોકોને તો મારે ઉત્તરમાં એટલુંજ કહેવાનું છે કે મહેરબાન! સાહિત્ય શાસ્ત્રમાં જઇને બીભત્સ રસની વ્યાખ્યા જોઈ આવો. વળી સાહિત્યના ગ્રંથોએ સામાન્યા નાયિકાને પણ શૃંગારમાં લીધેલી છે. માટે આ વાર્તાઓ શૃંગારરસ પ્રધાન છે, અને તેમને બીભત્સ રસવાળી કહેનાર ભાઇઓ ખાંડ ખાય છે.

વળી કેટલાક ડાહ્યા સાહેબો તો એમ કહે છે કે એ વાર્તાઓમાં શૃંગાર રસ છે ખરો પણ તે અનીતિયુક્ત શૃંગાર છે. તેઓએ જાણવું કે પરકીયા અને સામાન્યાના સંબંધ વાળો શૃંગાર તે અનીતિ યુક્ત છે; હવે તમે તમારા દેશમાં અને બીજા અનેક દેશમાં થયેલા કવિયોની પરમ્પરા વિચારો. શું તેઓમાંથી કોઇએ પરકીયાનો અને સાધારણાનો શૃંગાર નથી લખ્યો? તમારે માન્ય રવું પકડશે કે આગળના ઘણા કવિયોએ એવો શૃંગાર લખ્યો છે; તેઓનાં પુસ્તકો તમે વાંચો છો, ભણો છો અને આદર પૂર્વક સાચવી રાખો છો; અને આ રસિક વાર્તાઓને તથા તેમના કર્તાઓને દ્વેષ પૂર્વક ધિક્કારો છો. શી તમારી પરીક્ષકતા?!!! કદાચિત્ તમે એમ કહેશો કે આગળના કવિયોની ભાષાની છટા અને અલંકાર બેહદ છે; તો હું એમ કહું છું કે તમને પોણા બે પંડિતોને ઘેંશમાં ઝેર ખાવું ગમે એમ નથી, પણ તમે તો દૂધપાકમાં હાલાહલ આ-

નંદ પૂર્વક ખાઓ એવા બુદ્ધિમાનના બાદશાહ છો!!! પણ ભાઇ ખરૂં જુઓ તો કોઇએ પરકીયાનો અથવા સામાન્યાનો શૃંગાર લખ્યો તેથી શું થઇ ગયું? સ્વકીયાનો શૃંગાર પરકીયાને અને પરકીયાનો શૃંગાર સ્વકીયાને લગાડનાર માણસોની આ દુનિયામાં ખોટ નથી. સંસારના અંતરતમ વ્યવહારનો કુશાગ્ર બુદ્ધિથી વિચાર કરતાં મારૂં કહેવું પ્રત્યક્ષવત્ જણાશે. ખરૂં જોતાં તો સદેવંત શાવલિંગા, ગજરામારૂજી અને ગુલબંકાવલીમાં પરકીયાનો અથવા તો યથાર્થ સામાન્યાનો શૃંગાર છેજ નહીં. વિગર પરણેલી પ્રમદા સાથે પ્રેમ કરીને પરણવું એ જો અનીતિ હોય તો વ્યાસાદિક કવિઓ પણ સકલંક ગણાશે એટલુંજ નહીં પણ આ સંસારનાં સઘળાં માણસો અનીતિમાન ગણાવાનાં. કોઇ વળી એમ કહેશે કે ઊક્ત વાર્તાઓમાં અપ્રચ્છન્ન શૃંગાર છે; તો હું પૂછું છું કે અપ્રચ્છન્ન શૃંગાર શું તમારાં જૂનાં કાવ્યોમાં નથી? છેજ.

પૂર્વોક્ત વાર્તાઓમાં ગમે તેવો શૃંગાર છે તો પણ તે સ્વકીયાનો હોવાથી વિવેકી કવિયોને તો તે પ્રમાણ છે, માટે વાસ્તવે તો તે શૃંગાર ગ્રાહ્ય છે. સાચી વાત છે કે તે-શૃંગાર સ્ત્રી વર્ગ પાસે પુરૂષોએ જાહેર રીત્યે વાંચવો નહીં, તથા વડીલોની સમક્ષ વાંચવો નહીં પરન્તુ એકલા બેશીને વાંચતાં જે વાત અનીતિમય લાગતી નથી તે વાત ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે પણ દૂષિત કદી પણ ગણાય નહીં. વળી કોઈ એમ પણ કહેશે કે રાજ પુત્રને વાણિય-

ણુ પરણાવવી એ શું દૂષિત નહીં? હું તે પૂર્વ પક્ષીને જવાબ આપું છું, કે અસલના શાસ્ત્રકારોએ અને કવિયો- એ પ્રતિલોમ વિવાહને પણ કોઈ કોઇ સ્થળે અનુમત આ- પ્યો છે, તો સદેવંત શાવલિંગાની વાતમાં તો શાસ્ત્ર પ્રમા- ણુ અનુલોમ વિવાહ કર્યા છે તેમાં શાને આધારે તમે દો- પનો આક્ષેપ કરો છો? કદી તમે એમ ઉત્તર આપશો કે એવા વિવાહ હાલ વ્યવહાર સિદ્ધ નથી. તો તમને હું પુછું છું કે વાર્તાઓમાં સર્વ આધુનિક વ્યવહાર સિદ્ધજ જોઇતું હશે કે? વાર્તામાં શાસ્ત્ર વિરૂદ્ધ ચરિત્ર વર્ણવવું ન- હીં પણ આર્વાચીન વ્યવહાર સિદ્ધજ સઘળું હોવું જોઇએ એમ કહેવું સાહૃદય માણસથી કદી પણ બને નહીં. જો ચરિત્રની વ્યવહાર સિદ્ધતાજ સર્વ માન્ય હોય તો પ્રાચીન શાસ્ત્રાનુસાર થયેલાં પ્રાચીન કૃત્યો દૂષિત થશે એટલુંજ નહીં પણ કાવ્યના નવરસમાંનો એક અદ્‌ભુત રસ અનુ- પયોગી થશે. માટે પૂર્વોક્ત વિવાહ સંબંધી શંકા નિષ્પ્ર- યોજન છે એટલુંજ નહીં પણ અદ્‌ભુત રસ પણ અના- શંકનીય છે. કેમકે બીજા વિદ્વાન્ કવિવરનાં પુસ્તકોમાં એ- વાં પૂર્વે થયેલ અનેક ઉદાહરણો છે.

વળી કોઈ મોભાગ્ર બુદ્ધિના મહા પુરૂષો એમ પણ કહેશે કે એ વાતો પરથી લોકો સારો અર્થ લેતા નથી અને ખોટે રસ્તે ચઢે છે. પણ ખરૂં જોતાં તો એમાં વાં- ચનારનો વાંક છે. ભાગવતના દશમસ્કંધ પરથી ઘણા દુષ્ટ ધર્મ ગુરૂઓ અવળો સાર લે છે અને વિપરીત આચરણે વર્તે છે તેમાં વ્યાસ નારાયણનો શો વાંક? શાન્ત અને સદ્‌ગુણી ગુર્જર કવીન્દ્ર ચૂડામણિ શ્રી દલપતરામના વેન

ચારત્ર પરથી કોઇ રાંડી મુંડી ભટાણી કોઇ તરકડાને લેઇ ને નાશી જવાનો સાર લે તેમાં તે કવિરાજનો શો દોષ ? એતો વાંચનારનોજ દોષ.

આ સર્વેનું તત્વ એ છે કે ઉપર કહેલી લોકપ્રિય વાતોને અનીતિને ઉત્તેજન આપનાર કહીને નિન્દવી એ કેવળ દેખાદેખી રૂપી ચાંધાપો છે. પૂર્વોક્ત કારણોનો પરિપૂર્ણ સ્વતંત્ર મતિથી વિચાર કરો એટલે સત્ય જણાશે.

ઉપર કહેલી વાર્તાઓના સ્વભાવને કાંઇક અનુસરીને આ વાર્તા મેં લખી છે. ભાષા પણ તેવીજ અનલંકૃત રાખી છે. માટે આ શૂરા સતીની વાત ઉપર કોઇ દોષ મૂકે તો તેનો પરિહાર વાંચનારે ઉપર પ્રમાણેજ જાણવો.

બીજું એક સુધરેલું ધર્માન્ધપણુ આ દેશમાં પેઠું છે તે વિષે આજ સ્થળે થોડુંક મારે બોલવું જોઈએ. કેમકે આ વાર્તાની સાથે તેનો પણ એક રીત્યે સંબંધ છે. આ ધર્માન્ધ પણું એક ધર્મને અવલંબન કરીને રહ્યું છે એટલુંજ નહીં, પણ તે અનેક ધર્મને અવલંબન કરીને રહ્યું. છે. સામાન્ય દાખલા તરીકે સુધરેલા પ્રાર્થના સમાજને લેઇએ તો તેમાં કોઇને ખોટું લગાડવા જેવું નથી. પતિ પૂજન, ગુરૂ પૂજન તથા વિવિધ દેવોની ઉપાસના વગેરે વિષે શ્રૌત તથા સ્માર્ત ગ્રંથોમાં કહ્યું છે તે પ્રમાણે કોઇએ પોતાનું પુસ્તક લખવામાં કેટલીક એવી બીનાઓ દાખલ કરી તેથી શું તેનો ગ્રંથ નકામો થયો ? શું તેથી તેમાંનું વિદ્યા સંબંધી, નીતિ સંબંધી, કાવ્ય ચમત્કૃતિ સબંધી, અથવા રસ સંબંધી તત્વ નાશી ગયું શું ? અરે જરીક પણ નહીં. તેમ છતાં પણ સામાજીકો તે પુસ્તકોને તદન નકામાંજ ગણી કાઢે છે. વળી હાલ કેટલાંક પ્રતિષ્ઠિત સામાજીકો સરકારે નીમેલી પુસ્તક પરીક્ષક મંડળીના મેમ્બરો નિમાયેલા છે. તેમની પુસ્તક પરીક્ષક તરીકે

થતી વર્તણુક કેવળ હૃદય કાર્પણ્ય વાળી તથા દેશનું વાસ્તવે જોતાં અહિતકર મને તો ભાસે છે; પછી મોટેરાઓને જે ભાસે તે ખરૂં. બીજા સામાજીકોના કરતાં આ પરીક્ષક પદવીને પામેલા સામાજીકોની મતાન્ધતાથી અધિક હાનિ વિદ્યા–વૃદ્ધિને પહોચે છે; પણ આ વાત અત્રે વધારે ચર્ચવી વધારે અગત્યની ન હોવાથી અત્રે દિગ્માત્ર દર્શાવું છું. સરકારના આશ્રયને માટે જે પુસ્તકો મોકલવામાં આવે છે તે પુસ્તકોને સરકાર આ પરીક્ષકો તરફ રવાને કરે છે. પરીક્ષકો પોતાના વિચારથી વિરૂદ્ધ વિચાર તે પુસ્તકમાં દર્શાવેલ જોઈને તથા તે પુસ્તકમાં રહેલી બીજી ખુબીઓને વિસરી જઇને તે પુસ્તકને ઉત્તેજન પામવાને અયોગ્ય કહે છે; આથી સરકાર તે પુસ્તકોને ના મંજૂર કરે છે. શું તેમના આધુનિક સુધરેલા મત ઉપર પરમેશ્વરના ઘરની મંજુરીની છાપ છે, અને શું બીજાપર નથી? શું એ નવા ઉપાસકોજ વિદ્વાન છે, અને બીજા નથી? શું એમના આચાર વિચારજ સર્વ માન્ય છે, અને બીજાના નથી? એમને સરકારે ધર્મ તત્વોની તથા બીજા આચાર, વિચાર અને રિવાજોની પરીક્ષા કરવાને નથી નીમ્યા; પણ પુસ્તકની રચના વગેરેના સૌન્દર્યની પરીક્ષા કરવાને તેમને નીમ્યા છે. પરંતુ તેઓ તો પોતાની ખરી ફરજ શી છે તે ભૂલી જઈને સરકારની આંગળ સત્વવાન્ પુસ્તકોનો ઉભાં રહેવા દેતા નથી, અને એવા ગ્રંથ લખનાર પ્રજાને ઉત્તેજન મળતું નથી. આથી રાજાના આશયને અને પ્રજાના હિતને ધોકો પહોચે છે. આ વાર્તા તો કાંઇ સરકારના ઉત્તેજન માટે મોકલવા લાયક નથી, માટે આટલુંજ સામાન્ય લખાણુ કરીને બંધ કરૂં છું. પ્રસંગે, કેટલું આંધળું ચાલે છે તે હું જાહેરમાં મૂકીશ.

આ વાર્તા પંડિતોને માટે નથી પણ સાધારણ પ્રજા

સમુહને માટે છે. તેથી તે લોકની રૂચી ધ્યાનમાં લેઈને આમાં અદભૂત રસ પ્રધાન રાખેલો છે. વળી છેવટે પુસ્તક માહાત્મના દોહરા મુક્યાછે તે શ્રદ્ધાળુ પૂરૂશોને માટેજ, કેમકે શ્રદ્ધાફળ દાસ્ત છે. અશ્રદ્ધાળું અને ડાહ્યા ડાહ્યાઓએ એ વિશે પોતાના મનમાં કશો વિચાર કરવો નહી કેમકે તેઓ કકલાટને પામી પોતાનું લોહી મીથ્યા બાળશે.

આ પુસ્તકમાં શિવ શક્તિનો મહિમા કહયો છે અને આ પુસ્તકનો લોકપ્રિયતા રૂપી અભ્યુદય વાંચીને તથા નીરભીમાન થઈ કલ્યાણ મુર્તી શિવશક્તિના ચરણ કમળને નમન કરીને આ પ્રસ્તાવનાની અવધી આણુછું.

**વાર્તાના કર્તાના યથા યોગ્ય.**

**દોહરો.**

ઓગણીસસેં વીસને, ચૈતર માસ રવિવાર;<br>
વદ તૃતિયા દિન જન્મિયો, રાજનગર મોઝાર. ૧



# સૂરા સતીની વાત.

શ્રીસદ્‌ગુરૂભ્યોનમઃ ॥ શ્રીગણેશાયનમઃ ॥ શ્રીશારદાયે-
નમઃ ॥ અથ શૂરાસતીની વાત લખીછે.

## દુહા.

મંગળ શક્તિ તણા પતિ, શ્રી ગુરૂને લાગું પાય; ભલા
જીરે શ્રીગુરુને લાગું પાય;
જેના ચરણો ચિન્તવતાંમાં, પામર પંડીત થાય. ભલા૦ ૧
શ્રીશંકર ગીરજાપતિ જે, ગણપતિ કેરા તાત; ભલા૦
સમરી તેને નેહથી કહું, સુરાસતિની વાત. ભલાજી૦ ૨

અર્થઃ—મંગળ કરનારી શક્તિવાળા શ્રીસદ્‌ગુરૂને પગે લાગુંછું; તે ગુરૂજીના ચરણકમળનું સ્મરણ કરવાથી પામર પશુ જેવા પુરૂશો પણ મોટા પંડિત થઈ જાયછે. શ્રી પારવતીના પતિ અને ગણપતિના પિતા શ્રીમહાદેવજીને ભાવથી સમરીને શૂરાસતીની વાત કેહેવા માંડુંછું. ૨.

## દુહા.

વાંચી હશે સદેવંતને વળી, સાવળીંગાની વાત; ભલા૦
વાંચી જુઓ હવે શોખીજન આ, શૂરાસતિની બ્રાત. ભ૦ ૩
વિસરી જશો આ વાંચતાં તમે, શાવળીંગાની વાત; ભ૦
રસની રેલ ઉલટશે અધકી, રૂદય થશે રળિયાત. ભ૦ ૪

અર્થઃ—હે શોખી વાંચનારાઓ! તમે સદેવંત શાવ-

ળીંગાની વાત વાંચી હશે; હવે શૂરાસતીની વાત પણ તમે વાંચી જુઓ. આ વાત એવી રસિક છે કે તે વાંચતાં વાંચતાં સદેવંત શાવળીંગાની વાતતો તમને વિસારે પડી જશે; અને આ વાત વાંચતાં એટલો બધો રસ પડશે કે તમારૂં મન ખુશી ખુશી થઇ ગયા વિના રહેશે નહીં. (૪)

એક દિવસનો સમાજોગ છે, ત્યારે શ્રીશંકર અને પાર્વ-વતી બન્ને કૈલાસ પહાડ ઉપર બેઠાં બેઠાં આનંદમાં વાતો કરે છે. તેવામાં પારવતી બોલી ઉઠયાં કે મહારાજ ! સઘ-ળા લોકો એમ કહે છે કે "સ્ત્રીની બુદ્ધિ પાનીએ છે;" એ વાત ખરી હશે ? મને તો એ વાત સાચી લાગતી ન-થી. એતો પુરૂષોએ એમ ઠોકી બેસાડયું હશે. ત્યારે શિવ-જી બોલ્યા કે:—

## દુહો.

પ્રેમદાની મત પાનિયે, તેના મનમાં મળે ન વિચાર. ભલા૦
સહસા ઘાત કરે ન ડરે દિલ, ન લહે સાર અસાર. ભ૦ ૫

અર્થ:—હે પારવતી ! બાયડીની અક્કલ તો પાનીએ-જ છે એ વાતમાં કાંઇ શક નથી. કારણ કે સ્ત્રી જે જે કામ કરે છે તે તે વગર વિચાર્યે કરે છે; અને સ્ત્રી સારા ખોટાનો વિચાર કરતી નથી અને એકદમ સહસાઘાત ક-રતાં કદાપિ પણ ડરતી નથી [૫] ત્યારે પારવતીજી બો-લ્યાં કે:—

## દુહા.

સાસુ સસરા ને સ્વામીના, સાંખે સઘળા બોલ. ભલાજીરે૦

નણુદલ કેરાં મેણાંને વળિ, બાળનો કાગારોળ. ભલા૦ ૬
સઘળું સહન કરે સુંદરીને, ન કરે સહસાઘાત. ભલાજીરે૦
અબળાની મત હોત અધૂરી, તો ઘર ક્યાં મંડાત ? ભ૦ ૭

અર્થઃ—હે સ્વામિનાથ! "સ્ત્રીની મતિ પાનીએ વાત" સાચી નથી; કારણ કે, સ્ત્રીઓ તો સાસુ, સસરો અને પોતાનો પતિ જે જે બોલ કહેછે તે તે પોતાના મનમાં સાંખી રહેછે એટલુંજ નહીં પણ નણંદે દીધેલાં બાણના જેવાં મહેણાં સાંખી રહેછે; વળી જે છોકરાં ભાયડાઓથી એક ઘડી પણ પલાવાતાં નથી તે છોકરાંને ઉછેરીને નાનેથી મોટાં કરેછે, તથા તેમનો કાગારોળ પણ સાંખી રહેછે. આ પ્રમાણે બહુ બહુ અડચણો સ્ત્રીઓ સહન કરેછે તે તો સઉ નજરે જુએ છે; માટે સ્ત્રીઓ કોઈ દિવસ પણ સહસાઘાત કરે એવી નથી. મૂળતો એટલોજ વિચાર કરોને કે જો આપ કહોછો એમ સ્ત્રીની મતિ પાનીએ હોત એટલે જો સ્ત્રીની અકકલ કાચી હોતતો હે પ્રાણનાથ! આ સંસારમાં બધાયનાં ઘર મંડાય છે તે કયાંથી મંડાત ? માટે હે મહારાજ ! આપના કહેવા પ્રમાણે સ્ત્રીની બુદ્ધિ પાનીએ વાતની મને ખાત્રી થતી નથી. (૭) પાર્વતીનાં આવા વચન સાંભળીને શ્રી મહાદેવજી બોલ્યા કેઃ—

## ચોપાઇ.

ગુણ અબળાના અનેક, હું તેના કે'તો નથી;
(પણ) સ્ત્રી ન તજે અવિચાર, ગમેતો મરો મથી. ૮
સહન કરે બહુ દુઃખ, સ્ત્રીઓ અવિચારથી;

વેદ પુરાણે અનેક, કથા એવી છે કથી ૯

**અર્થ**:—હે પાર્વતી ! તમે જે વાત કહી તે સઉ સાચી છે. સ્ત્રીઓમાં અનેક જાતના સારા સારા ગુણ છે એ વાતની હું કાંઇ ના કહેતો નથી; પણ સ્ત્રીઓને વગર વિચાર્યું કામ કરવાની કુટેવ છે, તેતો કોઈ મથી મરે તોપણ જાય તેમ નથી. વેદ તથા પુરાણ વિગેરે શાસ્ત્રોમાં ઘણે ઠેકાણે કહ્યું છે કે સ્ત્રીઓ અનેક પ્રકારનાં દુઃખ પામે છે તે તેમના અવિચારને લીધેજ. [૯] આ પ્રમાણે શંભુનાં વચન સાંભળીને પાર્વતીજી હસીને બોલ્યાં કેઃ—

## ચોપાઇ.

એમ ન માનું નાથ, વાતો આતો મ્હો તણી,
દાખો કાંઈ દ્દષ્ટાંત. મુગટ કેરા મણી. ૧૦

**અર્થ**:—હે મારા મુગટના મણી સ્વામીનાથ ! આવી આવી આપ મોઢાની વાતો કરો એતો કદી પણ માનવાની નહીં. આપ કાંઇ મને એવો દાખલો કહોતો હું માનું કે "સ્ત્રીની મતિ પાનિએ છે." [૧૦] આ સાંભળીને શ્રી શિવજી બોલ્યા કે.—

## દુહા.

સતિ ! આગળ એવા થયાં છે, જગમાં બહુ દ્દષ્ટાંત, ભલા૦
હાલ વળી બહુ થાય છે, વળી થાશે એ સિદ્ધાંત. ભલા૦
અસલ કહુંતો ગપજ ગણોછો, અધિક કરીને હાસ. ભ૦
માટે કહેવું ને કથવું તો, મિથ્યા વાણી વિલાસ. ભ૦

## ચોપાઈ.

મિથ્યા વાણી વિલાસ, ન તમને ભાવશે;
દેખાડિશ પ્રત્યક્ષ, સમય જ્યારે આવશે. ૧૩

**અર્થ:**—હે પાર્વતી! "સ્ત્રીની મતિ પાનિયે" એ કહેવત પ્રમાણે અસલના વારે અનેક દાખલા થયા છે, હાલના સમાગાં પણ એવા બહુ દાખલા બને છે અને હવે પછી પણ એવા અનેક દાખલા બનશે એ વાત તો નક્કી છે. જો હું તમને અસલના થઇ ગએલા દાખલા કહું તો તમે હસીને ગપ જેવું માનો અને તેટલા માટે મને તો એમ લાગે છે કે કહેવું કથવું તો ફોગટ મહોઢાની વાતો એટલે વાણી વિલાસ જેવું છે. અને એવી વાતોને તમે રમત જેવી ગણી કાઢશો અને તમારી ધ્યાનમાં નહીં ઉતરે માટે જ્યારે વખત આવશે ત્યારે હું તમને સ્ત્રીઓ વગર વિચાર્યે કામ કરે છે એ દાખલો નજરો નજર બતાવીશ; ત્યારેજ તમને ખાતરી થશે. કહેવા કરતાં નજરે દેખાડવું એ વધારે સારૂં છે. [૧૩] શ્રી મહાદેવજીનું આવું બોલવું સાંભળી ને પાર્વતીજી વધારે હસીને બોલ્યાં કે:—

## દુહા.

ભોળા મટી ભરથાર! તમેતો, કર્યો ઠગાઈનો સાથ, ભલા૦
કથવાનું નવ ફાવ્યું હવે, ભરી દેખાડવાની બાથ, ભલા૦
હાર્યા માટે વાત ઉડાવી, મુજને જાણી નાર, ભલા૦
પણ મુજ મતિ નથી પાનિયે, સઉ સમજુંછું ભરથાર, ભ૦

**અર્થ:**—હે નાથ! હવે તો તમે ભોળા મટી ગયા,

અને ઠગ થયા. કોઈ કીમીઆગર ઠગ સોનું બનાવવાની બડાઈ મારતો હોય ત્યારે તેને કોઈ કહે કે તમે સોનું કયે કયે ઠામે કર્યું તે કહી હાલ બતાવો એટલે પેલો ઠગ એમજ કહે કે કોઇ સમય આવ્યે કરી બતાવીશું, આથી પેલો પૂછનાર ભોળવાઇને ફરીને કશું બોલતો નથી. તેવોજ ઘાટ તમે મને ભોળવવાને કર્યો છે. તમે હાર્યા એટલે મને સ્ત્રી જાણીને તમે મારી વાત ઉડાવવા માડી, પણ મારી બુદ્ધિ કાંઇ પાનીએ નથી. હે પતિ! હું તો બધુંએ સમજાુંછું (૧૫) આ વચન સાંભળીને શંકર કહે છેઃ—

## ચોપાઇ.

કરી દેખાડણહાર મુખે કંઈ ના કહે;
વખત થતાં લગી ધીર ધરિ મનમાં રહે. ૧૬
એતો ખરી કહિ વાત થઇ ભુલ માહરી;
(કે) દેખાડયાની વાત પ્રથમથી મેં કરી. ૧૭

અર્થઃ—હે પાર્વતી! તમે કહી તે વાત ખરી છે. જેનામાં કાંઇ પણ કરી દેખાડવાનું બળ હોય છે તે પોતે કહેતા નથી કે હું કરી દેખાડીશ; પણ તેવા દેખાડનાર તો દેખાડવાને સમો આવે ત્યાં લગી મનમાં ધીરજ રાખીને રહેછે; વળી કોઇનામાં કરી બતાવવાની પહોચ હોયછે તોપણ તે પોતાને મહોડેથી કહેછે ત્યારે સરવે તેને ઠગ માને છે. માટે મેં પણ તમને "સ્ત્રીની મતિ પાનિયે," એ વાતનો દાખલો નજરે દેખાડીશ એમ પહેલેથી કહ્યું એ મારો ભૂલ થઇ છે. જ્યારે એવો દાખલો બને ત્યારે મારે તમને દેખા-

ડવો જોઈએ પણ દેખાડીશ એમ પહેલેથી કહેવું જોઇતું. નહોતું. (૧૭) આ પ્રમાણે શિવ પાર્વતી સંવાદ કરેછે એટલામાં એક ગંધર્વ તથા તેની સ્ત્રી બન્ને જણ તેમની પાસે આવતાં હવાં અને પૂરા ભાવથી શિવ પાર્વતીને પગે લાગ્યાં એટલે શીવ પાર્વતી બંને બોલતાં હવાં કે:—

## ચોપાઇ.

જુગતું જોડું હમેશ રહેજો હેતમાં;
કદી ન થસો અણુરાગ તમારા ચિત્તમાં. ૧૮
ભોગવશો કેદીન વિયોગ નહીં તમે;
જુગ જુગ રે'જો નામ આશીશ દીધી અમે. ૧૯

અર્થ:—હે સ્ત્રી પુરૂષ! અમે આ સમયે તમોને આશીરવાદ દેઈએ છીએ કે તમારૂં બન્નેનું જોડું હમેશાં એક બંજાપર હેત રાખીને રહેજો, તથા તમારા મનમાં એક બીજા ઉપર રીશ ચઢશો નહીં, તથા કોઈ પણ દિવસ વિયોગનું દુ:ખ તમે ભોગવશો નહીં, તમારૂં બન્ને જણનું નામ સદાયે જગતમાં રહેશે ને તમને લોકો જુગે જુગ સંભાર્યા કરશે. (૧૯) આ પ્રમાણે શિવપાર્વતી એ આર્શીવાદ દીધો અને મીઠીવાણી કહ્યું કે બેટા! અહીંથી આનંદમાં બેસો ત્યારે તે બન્ને સ્ત્રી પુરૂષ બોલતાં હવાં કે;—

## દુહો.

આપ જનક જનની અમ કેરાં; અમો તમારાં બાળ. ભ૦
તમ ચરણે ચિત્ત રાખજો વળિ, નિત્ય લઈ સંભાળ. ભ૦

અર્થ:—હે માતા પીતા અમે તો તમારાં બાળક છી-

એ માટે અમારી હમેશાં સાંભળ લેઇને અમારા મનને તમારાં ચરણ કમળમાં કરૂણા કરીને રાખજો. (૨૦) આ પ્રમાણે બોલીને તે બન્ને સ્ત્રી પુરૂષ શંકરની આગ વિનયથી બેસતાં હવાં. પેલા ગન્ધર્વનું નામ કુંદન હતું; તથા તેની સ્ત્રીનું નામ કનકાંગી હતું. તે બન્ને જણ દશે પંદરે દિવસે શ્રી મહાદેવજી તથા પારવતીજીની પાશે ગાયન કરવાને માટે આવતાં હતાં. તથા શિવજીની તથા પારવતીજીનું તેમનાં ઉપર પોતાનાં પેટનાં છોકરાં જેટલું હેત હતું. બન્ને સ્ત્રી પુરૂષનું રૂપ અલૌકિક હતું તેમને બન્નેને જોઈને અંતઃકરણમાં સરવેને એમજ લાગતું કે આતો કામદેવ તથા રતી હશે. તે બન્નેને એક બીજાપર ઘણુંજ હેત હતું તથા બન્નેનાં મુખ સદાકાળ હસતાંજ રહેતાં. જ્યારે જ્યારે તેઓ શિવ પાર્વતી પાસે આવતાં ત્યારે તેમને આશીર્વાદ પણ તેમને લાયક તથા તેમના મન ગમતો મળતો હતો. આ બન્નેનું એક બીજાપર હેત દહાડે દહાડે વધતું જોઈને શિવ પાર્વતી પણ ખૂબ આનંદને પામતાં પાર્વતીજી અમે તેવાં કોઈ વાર રીસાયાં હોય તો પણ જ્યારે કનકાંગી પોતાના પતિ સાથે આવતી ત્યારે પોતાની રીસ ભૂલી જતાં અને શંકર સાથે હશીને આ બન્ને સ્ત્રી પુરૂષના અપાર પ્રેમને વખાણુતાં અને ફરી ફરીને કનકાંગી સામું જોઈને મલક મલક હસતાં. ટુંકામાં કહીએ તો કનકાંગીને જોઈને ઉમિયાજી ગાંડાં ઘેલાં થઇ જતાં; અને કનકાંગીનો પતિ કુંદન પણ તેમને તેટલોજ વહાલો હતો. શંકરનું હેત પણ

તે ધણી ધણિયાણીપર તેટલુંજ હતું. પણ તે બન્ને પાર્વતીને બહુ વહાલાં હોવાથી શંકરનું હેત તેમનાપર ખૂબજ વધ્યું હતું. તે બન્ને આ સમયે આવ્યાં ત્યારે પંદર દિવસથી પણ વધારે દિવસ થઇ ગયા હતા. તે પાર્વતીજીએ કનકાંગીને પૂછ્યું કે:—

દુહો.

ઘણે દિને હે પુત્રી તારૂં, મુખ મેં દીઠું આજ. બલા૦
પંદર દિનતો પરવરિયા, હતું એવું પડયું શું કાજ. ભ૦ ૨૧

અર્થઃ—હે પૂત્રી આ વખતે તો તું ઘણે દિવસે આવી. તારૂં મુખ જોયે મને પંદર દિવસ થઇ ગયાછે. તારે એવું કેવું કામ આવી પડયું હતું કે તારાથી પંદર દિવસ લગી અહીં અવાયું નહીં. (૨૧) પાર્વતી જ્યારે.આમ પૂછતાં હતાં ત્યારે કનકાંગી કહેતી હવી કે:—

ચોપાઇ.

કામ નહોતું માત, મહારે તો કશું;
રચવું નવું પદ માત, પતિ ઊરમાં વસ્યું. ૨૨

અર્થઃ—હે મહામાયા! મારે કાંઈ પણ આવી પડયું નહોતું, પણ મારા પતિના મનમાં શ્રી મહાદેવજીની તથા આપની પ્રાર્થનાનું નવું પદ જોડવાની ઈચ્છા થઇ હતી. અમે એમ ધારતાં હતાં કે તે નવું પદ તઇયાર થશે એટલે અમે તે પદને તમારી આગળ ગાઈશું. તે નવું પદ બનાવવા ઉપર આધાર રાખીને રહ્યાં તેથી આટલી બધીવાર આ ફેરી આવતાં થઈ. (૨૨) આ સાંભળીને શ્રી

પાર્વતીજી હસતાં હવાં તથા કહેતાં હવાં કે પંદર દિવસ છતાં પણ એક પદે ન થયું એવો અમારો કુંદન હુંશિયાર છે એવું તો આજજ જાણ્યું. આ સાંભળીને શ્રી શંકર ભગવાન હશીને કુંદનને કહેછે કે, "કેમ પુત્ર કુંદન! તારી હુંશીઆરી તો ખરેખરીછે, હોવારૂ, પણ જે પદ જોડતાં પંદર દિવસ લાગ્યાં તે પદની રચના બેહદ હોવી જોઇએ." આ સાંભળીને કુંદન પણ જરી હસતો હસતો હાથ જોડીને તથા જરીક શરમાતો શરમાતો વિનયથી બોલતો હવો કે, હે માતા પિતા! આપની આગળ હું બાળક મારી મુરખાઇ સત્ય બોલીને કબૂલ કરૂં તેમાં મારે શરમાવા જેવું કશુંએ નથી. માટે આપની આગળ હું સાચેસાચું કહેવા ઈચ્છુંછું તો એકેઃ— અમે ગઈ ફેરી આપના દરશન કરીને પાછાં વળ્યાં ત્યારે મારા મનમાં એમ આવ્યું કે આપની સ્તુતીનું એક પદ નવું કરીને આપની આગળ ગાયુ હોયતો કેવું સારૂં પછી અમે બન્ને જણે નક્કી કર્યું કે ફ્રીને જ્યારે દરશન કરવા જવું ત્યારે એક સુંદર નવું પદ બનાવીને લેઇ જવું તથા ત્યાં તે ગાવું. પછી ઘેર ગયાં તેને બીજેજ દિવસથી મેં એક પદ બનાવવાની તૈયારી કરી. કાગળ ખડિયોરે લેખણ લેઇને બેઠો ત્યારે પ્રથમતો આપની સ્તુતીનું પદ શી રીતે શરૂં કરવું તે પણ મને સમજાયું નહીં. પછી લખવા માંડયું ને જેમ તેમ કરીને એક પદ લખ્યું. પણ તેમાં આપના ગુણ બરોબર વર્ણવાયા નહોતા તેથી મને તે આપની આગળ વાંચવા લા-

યક ન જણાયાથી તે પાનું ફાડી નાંખ્યું. વળી બીજે દિવસે બીજું લખ્યું પણ આપને લાયક તે ન જણાયું. તેથી તે પણ મેં ફાડી નાખ્યું. એમ હું તો રોજ લખું લખુંને ફાડી નાખું. એમ કરતાં કરતાં દશ દિવસ થયા પણ મેં તો એકે પદ ગોખીને મોઢે તઇયાર કર્યું નહીં પછી મેં ધાર્યું કે આ ફેરી પંદરે દિવશે જઇશું પણ પદ તઈયાર કર્યાવિના એમને એમ જવું નહીં. બીજા પાંચને સાટે નવ દિવસ ચાલ્યા ગયા અને પંદરમાને બદલે વીશમો દિવસ આવ્યો પણ મેં રોજ પદ લખ્યાં ને ફાડયાં પણ એકે પદ આપની સ્તુતિ લાયક જણાયું નહી. વીશમા દિવસનું લખેલું પદ પણ મને આપને લાયક ન જણાયું તે હું તે ફાડી નાંખવાની તૈયારીમાં હતો એટલા અમારા રાજા શ્રી ગંધર્વરાજ ચિત્રગુપ્તને તેડીને બ્રહ્માજી મારે ઘેર આવ્યા. તેમનો આદર સતકાર કરવામાં હું રોકાગો એટલે પેલા લખેલા પદનો કાગળિયો ફાડી નાખવો ભૂલી ગયો. પછી અમારા રાજાજીએ મને હુકમ કર્યો કે તમારે બ્રહ્માજીને ત્યાં વસંત પંચમીને દિવસે આ ફેરી ગાયન કરવા જવું કારણ કે બ્રહ્મલોકમાં તે દિવસે ઓચ્છવછે.આજ સવારમાંજ તેઓ બન્ને મારે ઘેર આવ્યા હતા. આ પ્રમાણે ગંધર્વરાજે મને હુકમ કર્યો ત્યારે પછી બ્રહ્માજીએ મારી પાશે પડેલા કાગળના કડકા જોઇને કહ્યું કે હે કુંદન! આટલા બધા કાગળ કડકા શામાટે એકઠા કર્યા છે? ત્યારે મેં કહ્યું કે શ્રીશંકર ભગવાન્‌ની સ્તુતિનું પદ બનાવવા મેં માંડયું છે પણ

તેઅના લાયક પદ ન બનવાથી મેં કેટલાંક પદ ફાડી નાખ્યાં છે, અને આજની બનાવેલી કવિતા પણ મને શંકર ભગવાનને લાયક નથી જણાતી માટે હું ફાડી નાંખવાનો છું. આ મારૂં વચન સાંભળીને બ્રહ્માજી બોલતા હવા કે;—

## દુહો.

ભૂતળનો કાગળ કરે વળિ, સાગર ભરિને શાહી, ભ૦
કલપ વરખની ડાળિયોની, લેખણ લે કરમાંહી, ભ૦ ૨૩
અનંત જુગ લગી શારદા પણ, લખતાં થાકી જાય ભ૦
તોયે શિવશક્તિના ગુણ તો, પૂરણ લખી ન શકાય. ભ૦ ૨૪

અર્થ:—આખી પૃથ્વી જેવડો કાગળ હોય, તથા સાત સાગર ભરાય એટલી રૂશનાઈ હોય; તથા અનંત જુગ લગી શારદા પોતે લખ્યા કરે તો પણ શ્રી શંકરના તથા માહા માયાના ગુણ પુરે પૂરા લખી શકાય નહીં, મારા વડે બોલાયલા વેદ નારાયણ તે શ્રી મહાદેવના ગુણ પુરે પુરા તો શું પણ લાખમે ભાગે પણ વર્ણવાયા નથી. હું પણ થાકી જાઉં વેદ પણ નેતી નેતી કહે છે, તો શ્રી શંકરના ગુણ પુરેપુરા વર્ણવવાને કોણ સમરથ છે? હે કૃપાળુ ભગવાન! આ પ્રમાણે બ્રહ્માજીએ મને કહ્યું કે તરતજ મારૂં અજ્ઞાન જતું રહ્યું; તથા હું તરતજ સમજ્યો કે શંકર ભગવાનના તથા મહા માયા પાર્વતીના સંપુરણ ગુણ બરોબર રીતે ગાવાને કોઇ પણ સમરથ નથી, તેથી મારૂં બનાવેલું આપની સ્તુતિનું પદ મેં ફાડી ન નાખ્યું; અને તે પદ મૂળ ત્રણ ટુંકનું હતુ તેમાં બે ટુંકો નવી ઉમેરીને પાંચ ટુંકોનું

પદ આ જે આપની આગળ મજરો કરવાને અમે બન્ને જ-ણે મોઢે કર્યુંછે, પછી શંકર પાર્વતી બોલ્યાં કે. :—

દુહો.

ધન્ય તમોને બેજણુને વળિ ધન્ય તમારો ભાવ. ભ૦
પ્રેમ ધરી પદ જે રચ્યું અહીં,તે અમ આગળ ગાવો. ભ૦ ૨૫

અર્થ:— હે કૂંદન તથા કનકાંગી! તમારો બન્નેનો ભાવ જોઈને અમને ખૂબ આનંદ ઉપજેછે. તમને બન્ને સ્ત્રી પૂરૂપને ધન્યછે. કુંદને જે પ્રેમ વડે નવુંપદ ર ચ્યુંછે તે કુંદન તથા હે કનકાંગી! તમે બન્ને જણ સાથે ગાવ. (૨૫). આ પ્રમાણે શિવ તથા પાર્વતી બોલ્યાં એટલે કુંદન તથા કનકાંગી બોલ્યાંકે;

દુહો.

સાગરને મિણિયા મોતીની, ભેટ મુકે કો જેમ. ભલા૦
માત પિતા આ પદ તમ આગળ,અમો મૂકિયે તેમ. ભ૦ ૨૬
તોપણ ભાવ નિરખિને જનનો, સાગર આપે રત્ત. ભલા૦
ત્યમ કરૂણા કરજો અમ ઉપર,જોઇ આ અલ્પ પ્રયત્ન. ભ૦ ૨૭

અર્થ:—હે માતા પીતા! જેમ ગરિબ માણસ રત્ના-ગર સાગરને મિણિઆ મોતીની ભેટ ભાવ કરીને આપે છે તો-સમુદ્ર દેવતા તેનો ભાવ જોઇનેજ સારાં સારાં રત્ન તે ગરીબ માણસને આપેછે તેમજ આપ તો ઘણાંજ મોટાં છો તેમની આગળ આ અમો અલ્પ પ્રયત્નવાળો મજરો કરીએ છીએ તે જોઈને આપ શીવશકિત! અમ ગરિબ ઉપર દયા કરજો. (૨૭) આ પ્રમાણે કહીને કુંદને સારંગી

તઈયાર કરી તથા કનકાંગીએ રાગ આલાપ કર્યા અને પ-
છી નીચેનું પદ શીવશિકત આગળ બન્ને જણે ગાયું.

પદ ૧ લું.

(નાથ કૈસે ગજકો બંધ છુટાયો એ રાગ:—
હે આપો આપ શરણ શિવરાયા, મહેર કરો મહામાયા,
આપો આપ શરણ શિવરાયા. ટેક.

પાવન પતિત તણા હે ખાવન, ખલકતણા કહેવાયા;
જગકારણ ધારણ મારણ હર, શકિત સમેત સુહાયા આ. ૧
જ્ઞાન ધ્યાન વણ પણ સમરણથી, રણથી જીવ મુકાયા;
આપ વિમુખને કદી ના બચાવે, માયા તમારી છાયા. આ ૨
ક્ષણ પણ શમરણથી મળ ટળિને, થાય સફળ નિજકાયા;
શિવ શકિતનું શરણ પામ્યાતે, સાચી કમાણિ કમાયા. આ ૩
શારદ શેષ હરી વિધિ વેદો, ગુણ ગાવાને ધાયા;
માત તાત તમ અગણિત ગુણતો, પૂરા ન કોથી ગવાયા. આ.૪
મંદમતી હું, મુજથી તમ ગુણ, કેમજ જાય ગણાયા;
કે'કુંદન ત્રીનયનના જન વણ, સઉ ભવજળમાં તણાયા આ ૫

જે વખતે આપદ કુંદને તથા કનકાંગિએ ગાયું તે વખત આશપાશનાં પશુ પક્ષી વિગેરે સ્થિર થઈ ગયાં. ઝા-ડપણ હાલતાં સ્થિર થઇ ગયાં. કુંદનની સારંગી વગાડવા-ની છટાતો એવી તો તે વખતે બની રહી હતી કે તેના રાગમાં શિવજીએ પહેરેલા નાગ તો આમ તેમ ડોલવા લા-ગ્યા. ગાતાં ગાતાં કનકાંગી પોતાના હાથે વતે તાળી પાડતી જતી હતી તે વખતે એના હાથે પહેરેલી કનકની કંગણી-

ઓ અવાજ પણ તે સાથે એવો મધુર થતો હતો કે કાંઇ કહેવાનીજ વાત નહીં, લખનાર તે શું લખે? શ્રી શંકર તથા પાર્વતી આ ગંધર્વના જોડાએ કરેલું ગાયન સાંભળીને ખૂબ પ્રસન્ન થતાં હવાં; તેઓનાં હસતાં મુખ સામું જોઇ-ને તે ગંધર્વ તથા તેની સ્ત્રી પોતાનું ગાયન સફળ થયું એ-મ સમજતાં હવાં તથા આનંદમાં મગ્ન થતાં હવાં. આ વ-ખતે ગાયનની લહેરમાં લીન થઈ ગયેલાં શ્રી પાર્વતીજી શ્રી મહાદેવજીને કહેતાં હવાં કેઃ—

### ચોપાઈ.

ઉઠો ઉઠો મારા નાથ! કે આપણ ખેલિયે;
કરિયે તાંડવ નૃત્ય, કે રંગે રેલિયે. ૨૮
સુંદર આ કૈલાસ, વિષે વન આખિયું;
શોભા થઇ ચોપાસ, જણાય લિલુ લિલું. ૨૯
તાંડવ રચિ શિવરાય, પુરો મુજ આશડી;
ઉરમાં અતિ ઉલ્લાસ, વધે છે ઘડી ઘડી. ૩૦

અર્થઃ—હે સ્વામિનાથ! ચાલો ઝટ લેઈને આપ ઉઠો આપણે અત્રે તાંડવનૃત્ય કરીને પરમ આનંદને પામિયે. આ આપણ સુંદર કૈલાસમાં આશપાસ આ કેવું સુંદર વ-ન ખીલી રહ્યુંછે; ચારે તરફ નજર કરતાં લીલું લીલું બ-ધું નજરે પડે છે; હે સદાશિવ તેટલા માંટે આપણે બન્ને તાંવડ નૃત્ય ખેલીએ જેથી મારા મનની આશા પુરી થાય. ઘડીએ ઘડીએ આપની તાંડવનૃત્ય કરવાની ઈચ્છા મનમાં વધારે વધારે થતી જાય છે. (૩૦) પાર્વતીની આવી ઈચ્છા

જોઇને શ્રી શંકરે કુંદન તરફ જોઇને કહ્યું:—

દુહો.

સજકર કુંદન ! સારંગી હું, ડમરૂં લઉછું હાથ. ભલા૦
તાંડવ તલ મનશું રચ્યું હું, હેતે ઉમયા સાથ. ભલા૦ ૩૧

અર્થઃ—હે કુંદન તું તારી સારંગી સજકર, અને હું પણ ડમરૂં (ડુગડુગિયું) લેઈને વગાડવા માંડુંછું; કેમકે પાર્વતીની સાથે હું તાંડવનૃત્યનો આરંભ કરવાને ઈચ્છુંછું. (૩૧) આ પ્રમાણે શંકરનો હુકમ થતાંજ કુંદને સારંગી તઇયાર કરી. શંકર પોતે હાથમાં ડમરૂ લેઇને ઉભા થયા તથા પાર્વતીજી પણ સજ થઇને શંકરની જોડે આવીને ઉભાં. પછી શંકરે પોતાના ડુગડુગિયાનો નાદ કર્યો, કુંદને સારંગીનો સોર પૂર્યો તાંડવનૃત્ય ચાલી રહ્યું. શંકરનું તાંડવ જોવાને આકાશમાં દેવતાઓ વિમાન લેઈને જોવાને આવ્યા. ત્યાં શકરને ડુગડુગેયું (ડમરૂ) વગાડતાં જોઇને તથા પાર્વતીની સાથે નાચતા જોઈને કુંદનની સ્ત્રી કનકાંગીના મનમાં એવો વિચાર આવ્યો કે આ વખતે શંકર મૃત્યુ લોકના મદારી જેવા જણાય છે તથા પાર્વતી માંકડી જેવાં જણાય છે. આવો વિચાર કનકાંગીના મનમાં સહજ આવ્યો પણ તેણે પાછો મનમાં ને મનમાં દાબી નાખ્યો. જો કે કનકાંગીએ આવો વિચાર મનમાં ને મનમાં દાબી નાખ્યો તોપણ તે વાતની શ્રી શંકર પાર્વતીને ખબર પડી. તેમાં શંકર તો કાંઇ પણ બોલ્યા નહીં, કારણ કે આ વિચાર કનકાંગીએ જાણી જોઇને કરયો નહોતો, અને વળી

જ્યારે આવો વિચાર તેના મનમાં પ્રારબ્ધયોગે ઉત્પન્ન થયો ત્યારે તેણે ઉલટો મનમાંથી કાઢી નાખ્યો. આ પરથી શંકરે તો જાણ્યું કે એમાં કનકાંગીનો બિચારીનો કાંઈ વાંક નથી. પણ પાર્વતીને તો જ્યાં કનકાંગીના મનના વિચારની ખબર પડી કે તરતજ કોપ કરીને બોલ્યાં કે:—

દુહો.

થાવ મદારી માંકડી તમો, ભૂતળમાં નરનાર; ભલાજી૦
જો મુજને ગણી માંકડી, વળી મદારી મુજ ભરથાર. ભ૦ ૩૨

અર્થ:—*આ પ્રમાણે ઉમાનો શાપ સાંભળીને કનકાંગી થરથર કંપવા લાગી. કુંદનનું મ્હો ઉતરી ગયું. શિવજી હાં! હાં! હાં! એમ બોલી ઉઠયા. નૃત્ય નૃત્યને ઠેકાણે રહ્યું પાર્વતી ક્રોધવડે રાતાં પીળાં થઇ ગયાંછે. આ પ્રમાણે બધું થઈ રહ્યું. થોડીકવાર પછી કનકાંગીના મનમા ધીરજ આવી. પછી તે હાથ જોડીને ઉભા થઇ અને શ્રીશંકરને પગે લાગી ને મહામાયા શ્રી પારવતીના પગમાં માથું મૂકીને પડી. અને જ્યારે થોડીકવાર પછી પાર્વતીજીનો ક્રોધ જરીક ઉતર્યો એટલે નમ્રતાથી તે બોલી કે હે! જગત જનની હે! મહામાયા આપે મને જે સજા કરી તેતો બરાબર છે અને તે ભોગવવાને હું નારાજી નથી, પણ મારા પતિએ આપના

---

* હે કનકાંગી તેં મને માંકડી જેવી જાણી તથા મારા પતિ શ્રીશંકર ભગવાનને મદારી જેવા જાણ્યા. માટે તું મૃત્યુ લોકમાં માંકડી થઇને અવતર, તથા તારો પતિ મદારી થઈને અવતરે. (૩૨)

વિષે પોતાના મનમાં કાંઈ ખોટો વિચાર કરચો નથી; તેમ છતાં મારા પ્રિયપતિને મૃત્યુ લોકમાં મદારી થઈ અવતરવાનો ભારે શ્રાપ આપે દીધો તેથી મારૂં હૃદય દુઃખથી ફાટી જાયછે. મારે પાપણીને માટે મારા પ્રાણનાથને પણ મારે માટેજ શાપ! તેતો પૂરા નિરપરાધી છે!! હો માતા!!! આ પ્રમાણે બોલીને બિચારી કનકાંગી મૂરછા ખાઇ પડેછે. તે જોઈને પાર્વતીનો સંપૂર્ણ ક્રોધ જતો રહેછે તથા કનકાગી ઉપરની પહેલાંની પ્રીતિ પાછી આવેછે એટલે પાર્વતીના મનમાં દયા આવેછે અને પછીથી આંખમાં આંસુ આવી જાયછે. આવી પાર્વતીની દશા જોઇને તથા કનકાંગીને મૂરછા જોઈને શિવજી બોલ્યા કેઃ—

## દુહો.

અબળાની મતિ પાનિયે, કરે વગર વિચાર્યું કામ. ભલા૦
વળતિ વિમાશણુ બહુ કરે તે, કહેવત આનું નામ. ભ૦ ૩૩

અર્થઃ—હે પાર્વતી! સ્ત્રીની મતિ પાનીએ છે તથા તે વગર વિચાર્યું કામ કરીને પાછળથી પસ્તાય છે એ કહેવતનો દાખલો આ ઠેકાણે બરોબર મળ્યો છે કે નહીં, તેનો તમે વિચાર કરો. માટે તમે વગર વિચાર્યે બિચારી કનકાંગીને સહજમાં શામાટે શ્રાપ દીધો. વળી વગર ગુને કુંદનને શામાટે શ્રાપ દીધો (૩૪) આ સાંભળી પાર્વતી બોલ્યાંકેઃ—

## ચોપાઇ.

ભૂલી મહારા નાથ! મિથ્યા જક મેં કરી;
પ્રથમ તમારી વાત, નહીં કાને ધરી. ૩૪

સમજાતું નથી નાથ! હવે શું કીજીએ;
અણુસમજુ ગણી નાર, સલાહજ દીજીએ. ૩૫

અર્થઃ—હે નાથ! મેં મ્હોટી ભૂલ કરીને ફોકટ જક કરી. સ્ત્રીની મતિ પાનિયે છે એમ આપે કહ્યું તે મેં કાને ધર્યું નહીં. પણ હે નાથ! હાલતો મને કાંઇ પણ સમજણ પડતી નથી કે શું કરવું. માટે મને અણુસમજુ અબળા ગણીને કાંઈ આ બાબતમાં સારી સલાહ આપો. (૩૫) આ પ્રમાણે પાર્વતીનાં દિન વચન સાંભળીને શંકર વિચારમાં પડ્યા અને કાંઈ બોલ્યા નહીં, એટલામાં પાર્વતી ફરીને બોલી ઉઠયાં કે, હે સ્વામિનાથ બિચારા કુંદનના શ્રાપનું આપ પ્રથમ નિવારણ કરો એટલે મને બહુ પસ્તાવો થતો મટે કારણ કે તેનો તો કશોય વાંક નથી, તે છતાં મેં તેને શ્રાપ દીધો છે. પછી મારૂં મન જરીક શાંતિ થશે એટલે આપણે કનકાંગીના શ્રાપને માટે વિચાર કરીશું. આ પ્રમાણે પાર્વતીજીનું બોલવું સાંભળીને કુંદન જે અત્યારલગી કાંઇ બોલ્યા વગર બેશી રહયો હતો તે હાથ જોડીને બોલી ઉઠયો, કે હે માતા પિતા આપજો મને એકલાને શાપથી છોડવશો તો ઉલટું મને સુખને બદલે દુઃખ થશે કેમકે;

## દુહો.

દુઃખ પામે મુજ માનિની તો, હું કેમ પામું સુખ; ભલા૦
ઉલટો વિખુટો પડી હું પ્રિયાથી, દશગણુ દુઃખ. ભલા૦ ૩૬

અર્થઃ—મારી પ્રાણ પ્રિયા દુઃખ પામે તો મને સુખ કદી પણ થાય નહીં. તેને દુઃખી જોઈને હું સુખમાં પણ

દુઃખ પામ્યા વગર રહું નહીં. હું ગંધર્વ લોકમાં રહું અને મારી પ્રિયા જો મૃત્યુ લોકમાં અવતરે તો હું વિયોગને લીધે દશ ગણું દુઃખ પામીશ. (૩૬) મારી પ્રિયાની સાથે રહેતાં મને મૃત્યુ લોકનાં દુઃખ પણ સુખ સરખાં લાગશે. કેમકે;—

### દુહો.

વહાલાંની સંગે વસતાં તો, દુઃખ સુખ રૂપ જણાય. ભ૦
વહેંચી પિયે વિખ પ્રિયજન મળીતો, અમરત જેવું થાય. ૩૭

અર્થઃ—આપણને જે વહાલાં હોય તેમની સાથે રહેવાનું મળેતો દુઃખ પણ સુખ જેવું લાગેછે. વહાલા માણસની સાથે વહેંચીને ઝેર પીવાનું હોય તે પણ સાચા પ્રેમીને તો અમરત જેવુંજ લાગેછે. (૩૭) તેટલા માટે હે માતા પિતાઃ—

### ચોપાઇ.

દેવો બીજો હોય, શ્રાપતો સુખે દીજીએ;
પણ જ્યમ થાય વિયોગ, તેમ નવ કીજીએ. ૩૮

અર્થઃ—હે દયાળુ માત પિતા જો કદી આપને બીજો શ્રાપ દેવો હોયતો દ્યો પણ મહારો તથા મારી પ્રાણપ્રિયાનો વિયોગ થાય તેવું કરશો નહીં. એનાથી જુદા પડીને મારે સુખ પામવાની ઇચ્છા નથી. (૩૮) કુંદનનાં આ વચન સાંભળીને કુંદન તથા કનકાંગીના સાચા પ્રેમની શિવ પાર્વતીને સંપૂર્ણ ખાતરી થઇ તથા આવો પ્રેમ જોઇને ખૂબ ખુશી થયાં અને બોલ્યાં કેઃ—

## ચોપાઈ.

કુંદન તારો પ્રેમ કે, કુંદન સમાન છે;
તે જોઈને અમ ચિત્ત, થયું તુષ્યમાન છે. ૩૯
કુંદન કનક ન ભિન્ન, થશે કદિ જાણ તું;
અમ તણો આશીર્વાદ -હૃદયમાં આણ તું. ૪૦

અર્થઃ—હે કુંદન તારો પ્રેમ તો કુંદન એટલે સોનાના જેવો છે; કેમકે સોનાને તપાવીએ છીએ તો પણ તોલમાં ઘટતું નથી, તેમજ તારો પ્રેમ પણ દુઃખના સમામાંએ કનકાંગી ઉપર બરોબર બન્યો રહેછે. હે કુંદન! તારો અને કનકાંગીનો વિજોગ કોઈ દિવસ પણ થવાનો નથી. જ્યાં તું ત્યાં તે અને જ્યાં તે ત્યાંજ તું સદાએ રેહેવાનો. માટે તું ફિકર ન કરીશ. તમે બન્ને રોજ અમારી પાશે આવતાં ત્યારે અમે રોજ આશીર્વાદ દેતાં કે તમારો બેનો વિયોગ કદી પણ થશે નહીં, તે વાતને તું યાદ કર. (૪૦) હવે કુંદનના મનમાં ધીરજ આવી અને ચિત્ત ઠેકાણે આવ્યું એટલે મૂર્છામાં પડેલી કનકાંગીને ઉચકીને પોતાની પાથરેલી શાલ ઉપર સુવાડીને, પાસે ઉગેલા ખાખરાનું પાંદડું તોડીને, તે વડે તે પવન નાંખવા લાગ્યો. કનકાંગીના મુખ સામું વાંકો વળીને તે જોતો હતો તેવામાં તેની મૂર્છાવાળી દશા જોઇને તેની આંખમાંથી પડતાં આંસુ કનકાંગીના કપાળ ઉપર પડયાં એટલે તે મુર્છામાંથી જાગરત થઈ અને અહો! પ્રાણનાથ! કહીને તેને ગળે વળગી પડી.

એટલી વાર સુધી શિવજી વિચારમાં હતા તે હવે

બોલ્યા કે, હે પુત્ર પુત્રી તમે સાવધાન થાવ. તમારા પ્રારબ્ધમાં આ પ્રમાણે બનવાનુંજ હતું તેથી આમ થયું છે હજુ તમારા પ્રારબ્ધમાં ત્રણ અવતાર થવાના છે તે પ્રમાણે થશે. પછી તમારો બન્નેનો મોક્ષ થવાનોછે અને મારા સ્વરૂપમાં મળી જવાના છો. તમારા ત્રીજા અવતારમાં તમે જગત્માં પ્રખ્યાત થશો તેથી જુગ જુગ નામ પણ રહેશે. તમારાં બધાં સારા માઠાં કર્મ તમે ત્રણ અવતારમાં ભોગવી લેશો એટલે પછી તમારો જનમ મરણનો ફેરો ટળશે. ત્રીજા અવતારમાં તમને અમે દરશન આપીશું. સંકટ આવશે તે તે દૂર કરીશું. માટે જાઓ આનંદમાં રહેજો. તમારો વિયોગ નહીં થાય.

આ વાત સાંભળીને કુંદન તથા કનકાંગીના મનમાં શાન્તિ આવી અને બન્ને જણ હાથ જોડીને તથા માંથાં નમાવીને બોલ્યાં કેઃ—

### દુહો.

અંતે એટલું માગિયે તે, કરૂણા કરિ દો તાત. ભલા૦
ત્રણ જનમમાં શિવ શક્તિની, ભક્તિ મળે ભલિભાત.ભ૦ ૪૧

અર્થઃ—આપ માતા પિતાએ અમને મોક્ષનું પણ વરદાન આપ્યું. પણ હવે અમે એટલુંજ છેવટે માગીએ છીએ કે અમારા ત્રણે જનમમાં આપની તથા મહાં માયા પાર્વતી શક્તિની સાચી ભક્તિ અમને મળે. (૪૧) આ સાંભળીને શિવ પાર્વતી બન્ને સંધાથે બોલ્યાં કે, "અસ્તુ" "તમારો વિજય થાવ." શિવશક્તિ આ પ્રમાણે બોલ્યાં કે ત-

રતજ કુદંન તથા કનકાંગીના ગંધર્વના દેહ છુટી ગયા. પેલી સારંગી ત્યાંની ત્યાં પડી રહી. પારવતીજીને ઘણો પસ્તાવો થયો પણ શંકરે તેમનું મન સમજાવીને વળાવ્યું. હવે પેલો કુદંન માનપુર નામના એક શૈહેરમાં રહેનાર મલા નામના મદારીને ઘેર અવતર્યો; અને તેને તેજ મદારીને ઘેર એક વાંદરી પાળેલી હતી તેને પેટ કડકાંગી પણ વાંદરી થઇને અવતરી. મદારીએ પોતાના છોકરાનું નામ શામળીયો પાડયું. તથા પેલી વાંદરીનું નામ મોતી પાડયું. મદારીને ઘરડપણમાં આ છોકરો આવ્યો હતો તેથી તે અને તેની સ્ત્રી કે જેનું નામ દલી હતું. તે બંન્ને જણ પોતાની અવસ્થાના પ્રમાણમાં તેને સારી રીતે લાડ લડાવતાં, મદારી બજારમાં માંકડાં રમાડવા જાય અને જેજે કાંઇ સારી ચીજ તેને મળે તેતે સાંમળીઆને આપે. સામળીઓ તથા મોતલી બંન્ને હવે બાર મહીનાનાં થયાં એટલે એક બીજાં સાથે રમવા લાગ્યાં. તે બંને એક બીજા સાથે એટલાં હળી ગયાં કે એકજ પથારીયે સુઈ રહે, આખો દહાડો ભેગાં રમે; જ્યારે દલીને દળવું ખાંડવું હોય ત્યારે તે સામળીયાને મોતલીને સોંપીને કામે વળગે, એમ કરતાં કરતાં તે છોકરો પાંચ વર્ષનો થયો એટલે મોતીને પોતાના ભેગો લેઇને જમવા બેશે આખો દિવસ મોતલી પણ તેની પાસેજ બેશી રહે, સાંમળીઓ પોતાના બાપને કહેકે રમાડવાને માટે બીજી માંકડીઓને લેઈ જાઓ પણ મોતલીનેતો મારી પાસેજ રહેવા દો, મૂળે મદારીભાઇના છોકરાએ ભણવાં ગણવા જવાનું

તો હોય નહીં; એટલે આખો દહાડો મોતલીને સાંમળીયા બાઇ, સાંમળીયો પણ આખો દહાડો મોતલીને નવાડે ધોવાડે ખવાડે અને રમાડે, શિયાળામાં રાત પડે એટલે પોતાનું ગોદડું ઓઢાડે અને દહાડે પોતાનું અડધું થેપાડું ઓઢાડે. આવો ઘાટ જોઈને સાંમળીયો આઠ વરસનો થયો ત્યારે આડોશીપાડોશી મશકરીમાં એમ કહેવા લાગ્યાં કે સામળીયો તો મોતીને પરણ્યો છે, પંચ બોલે તે પરમેશ્વર બોલે, મૂળ હતું પણ તેમજ; વળી સાંમળીયો ખાવા જોડે લેઇને બેસે ત્યારે સાંમળીયો ખાઇ રહે ત્યાં લગણ મોતી બેશી રહે તથા માંખો ઉડાડયા કરે, પછી તેના ખાતાં વધે તે ખાય. એકવાર એવો ઘાટ બન્યો કે, પાડોશીના મ્હોટા મોટા છોકરા પીંપળાના પાંદડાંની પીંપુડીઓ બનવીને વગાડતા હતા તે જોઇને સામળીઆને પણ મન થયું; પણ દશ વર્ષનો સાંમળીયો ઝાડપર શી રીતે ચઢી શકે? તેથી તેણે પાડોશીના છોકરા પાસે એક પીંપુડી માગી પણ તેણે કહ્યું જા જા સાળા વાંદરા તને તે પીંપુડી કોણ આપે? આ જવાબ સાંભળીને સામળીયાનું મોં ઉતરી ગયું. તે જોઇને મોતલી એકે દમે કુદીને પીપળા પર ચઢી ગઇ અને પંદર વીશ પાંદડાં તોડીને મોમાં ઘાલીને લાવી અને સામળીયા આગળ મેલ્યાં એટલે સાંમળીએ તેમાંથી પાંચ પાંદડાં એક છોકરાને આપીને પોતાને માટે બે ત્રણ પીપુડીઓ કરાવી લીધી. રોજ મોતલી પાંદડાં આંણી આપે. અને બીજા છોકરા ઝાડપર ચઢવાની આળસે તે પાંદડાં

માગીને લેઈ જાય અને સાંમળીયાને જોઇએ તેટલી પીપુડીઓ કરી આપતા જાય આથી હવે બધા છોકરા સામળીયાની દરકાર કરવા લાગ્યા. એવામાં સાંમળીયાનો બાપ રમાડી ખાવાને માટે એક રીંછ પકડવાને જંગલમાં ગયો, પણ કોઈ મોટા રીંછે તેને ફાડી ખાધો તેથી તે ગયો તે ફરીને જણાયો નહીં; હવેતો સામળીયાની માનું પોશણ કરવાનું તથા પોતાનું ગુજરાન ચલાવાનું કામ સામળીયાને માથે આવી પડયું, પણ દશ વરસનો સામળીઓ શું કરી શકે? માટે તેની ડોશી દરણું ખાંડણું કરીને પોતાનું ગુજરાન ચલાવે. પોતાને ખાવાનું ના મળેતો વાંદરાંને શું કરે? વલી ડોશીએતો મોતી સુધાં સઘળાં વાંદરાંને હાંકી મુક્યાં કહ્યું છે કે—

## ચોપાઈ.

પેટની પાછળ સર્વ જગતમાં જણાય છે;
ભૂત સમાનિજ ભાઇ ભુખ્યાને જણાય છે. ૪૨

અર્થ:—આ જગતૂમાં પેટની પાછળ બધાં છે, કારણ કે ભૂખ્યા માણુસને પોતાના ભાઇભાડું પણ ભૂત જેવાજ લાગેછે; કેમકે ભૂખ્યાના મનમાં એમ થાયછે કે આ ભાઇ છે તે ભાગ પડાવશે. (૪૨) આથી સાંમળીયાને તો ખૂબ શોક થયો તે બિચારો મોતલીને સંભારી સંભારીને સાંજ સુધી રોયો પણ શું કરે? એટલામાં સાંજ પડી અને તે દેહાડે તો શોકમાંને શોકમાં ખાધા વગર તે સુઇ ગયો. ઘરમાં ડોશી સુઇ રહી અને બારણા આગળ ચોગાનમાં છો-

કરો સુઇ રહ્યો છે. બે ઘડી રાત ગઇ એટલે સામળીઆને જેવી તેવી ઉંઘ આવીછે એવામાં મોતલીએ આવીને તેને હલાવ્યો અને જગાડયો એટલે તે ઉઠયો અને મોતીને લેઇને એકેદમે પોતાની છાતી સાથે દાબી અને ધ્રુંશકે રોઈ પડયો. અને બોલ્યો કેઃ—

## સોરઠો.

બળ્યું બળ્યું આ પેટ, મોતી તુજને મૂકીને;
જેની કરવા વેઠ, વાસ કર્યો મેં વેગળો. ૪૩

મોતી પણ દયામણું મ્હો કરીને તેના સામું જોવા લાગી; અને જ્યારે સાંમળીઓ જરીક શાન્ત થયો ત્યારે પોતાના હાથમાં એક પોટલું લાવી હતી તે ઉચું કરીને તેને દેખાડયું. તે સામળીયાએ છોડયું એટલે તેમાં પુરીઓ તથા થોડીક બરફી બાંધેલી હતી તે પરથી તેણે જાણ્યું કે કોઇ મુસાફર ભાથુ ખાવા બેઠો હશે તેનું આ ખાવાનું મોતલી લાવી હશે, પછી સામળીઆએ પોતે પણ ભૂખ્યો હતો તેથી તેમાંથી ખાધું અને મોતલીને નહોતું ખાવું તોપણ તેમાંથી થોડુંક ખવડાવ્યું, પરોઢ સુધી મોતલી તેના પગ આગળ સુઇ રહી તથા રમી અને પરોઢ થયા પછી તેને ઉઠાડીને જતી રહી, પણ આ વખત સામળીઆના મનમાં ખાતરી રહી હતી કે તે પાછી ફરીને આવશે ખરી, બીજે દિવસે પણ મોતલી કોઇ મુસાફરના ભાથાની પોટલી ઉપાડી લેઇને વખત પ્રમાણે આવી, તે ખાવાનું પણ મોતલી તથા સામળીઆએ પહેલા દિવસ પ્રમાણે ખાધું, આ પ્રમાણે રોજ

થયે જાય પણ દલી ડોસી તેમાંનું કાંઇ જાણતી નહોતી, સાંમળીઆને ખાવા બોલાવે ત્યારે જાય અને થોડું ઘણું ખાઇ લે પણ તે ડોશીને એમ જાણવાને ના દેકે મોતલી રોજ આવેછે તથા ખાવાનું લાવેછે. થોડાક દિવસ આમ કરતાં ગયા એવામાં દલીડોશી માંદી પડી. તે બિચારીના હવે હાથ પગ અટકી પડયા. ગમે તેવી પણ પોતાની જનિતા હોય તેનાપર દરેક સારા દીકરાની આંતરડી ખેંચાય છે; તે પ્રમાણે મોતલીના લાવેલા ખાવાનામાંથી અડધું તે સામળીઓ પોતાની માને સારૂ રાખે. તે ખાવાનું તે પોતાની માને આપે ત્યારે તે એમ કહે કે હું આડોશીપાડોશીને ત્યાંથી માગી લાવુંછું. પછી તો મોતલી પણ સમજી ગઇ એટલે રોજ કરતાં વધારે ખાવાનું ગમે ત્યાંથી ઉઠાવી લાવવા લાગી. આથી તેમા દિકરાને ભુખનું દુઃખ ભોગવવું પડતું નહોતું. તે બિચારી માંદી ડોશીને જલેબી ખાવાનું એકવાર મન થયું તેથી તે એકલી પથારીમાં પડી પડી બોલતી હતી કે હે ભગવાન! મારા જેવાં અભાગીને આવાં સારાં સારાં ખાવાનાં મન શિદને કરાવેછે? મારાં જેવાંના ભાગ્ય સુધી જલેબી ક્યાંથી? એવામાં સામળીઓ ઘરમાં ગયો એટલે ડોશીને ઉપર પ્રમાણે બોલતાં સાંભળી સામળીઆએ મનમાં વિચાર્યું કે પરમેશ્વરે મને મોટો કર્યો હોતતો આ વખતે મારી માંદી માને મજુરી કરીને પણ જલેબી લાવી આપત, અરે મેં તેને પેટ જન્મીને તેની કાંઇ પણ મરજી સાચવી. એના જેવડી ઘરડી ડોશીઓ આ-

મારા પડોશમાં મરી ગઇ તેમ તે પણ બિચારી કદાચ મ-
રી જશે તો એનું મન એમને એમ રહી જશે. આમ વિ-
ચાર કરતાં બિચારા કોમળ મનના સામળીઆથી રોઇ જ-
વાયું. નાનાં છોકરાંને મા કેટલી વહાલી હોય છે તે સરવે
જાણેછે. સામળીઓ ઉદાશ થઇને બેઠોછે અને રાત પડી
ગઇછે એવામાં રોજ પ્રમાણે મોતલી આવી. પણ દિલગીર
થયેલા સામળીઆએ કાંઇ ખાધું નહીં અને મોતલીનું લા-
વેલું ખાવાનું પોતાની માને આપી બારણે મોતલી પાસે
આવ્યો. સામળીઓ ચિન્તાને લીધે આખી રાત બેશી ર-
હ્યો; તેથી મોતલી પણ તેની પાસે શોકાતુર જેવી થઈને
બેશી રહી. સામળીઆની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં
તેથી મોતલી પણ તેના સામું દયામણું મહોઢું કરીને જો-
વા લાગી તથા આંસુ પાડવા લાગી. સાંમળીઓ વહાણું
વાયું એટલે કંદોઇની દુકાને જલેબી માગી લાવવાના વિ-
ચારથી ચાલ્યો ત્યારે પેલી વાંદરી પણ તેની પાછળ પાછ-
ળ ગઇ. સામળીઆએ કંદોઇની આગળ હાથ જોડીને કહ્યું
કે હે ભલા કંદોઇ મારી માંદી માને જલેબી ખાવાનું મન
થયુંછે, તે જો તું આપે તો ભગવાન તારૂં ભલું કરે. મેં તો
જલેબી આખા જનમમાં જોઇ પણ નથી, અને કદી જોઇ
હશે તો મારા બાપ છતાં. માટે હાલતો હું તેને ઓળખતો
પણ નથી. ભાઈ જો તું આપીશતો તને પુન્ય થશે. આ
સાંભળીને કંદોઇ બોલ્યો કે; જાજા ગધેડીના પઇસા વગર
જલેબી શેની? જલેબી જોઈતી હોયતો ખખડાવ નાણું.

જલેબીનું મન થયું હોયતો મોકલ તારી માને નાતરે. જો-યું મફતની જલેબી ખાવી છે! આ પ્રમાણે કંદોઇના બો-લ સાંભળીને પેલો છોકરો દિલગીર થયો અને પોતાના જીવતરને ધિક્કારીને બોલ્યો કે ભાઇ! મારા જેવા દુઃખી છોકરાને નીચી ગાળો દેવાથી તને શો લાભ થશે? મારૂં કોઇ ઉપરાણું લેનાર ભગવાન વિના કોઈ નથી. હશે તારી મરજી પ્રમાણે ગાળો દે. અરે ધિક્કાર છે મને કે મારી મા-ને મરતી વખત મેં જલેબીને ઠામે ગાળો ખવરાવી.

### દોહરો.

નિર્ધન ટપલો ખઇ રહે, નિર્ધન સાંખે ગાળ;
નિર્ધન ને કો નવ ગણે, જ્યમ કુંટીનો વાળ. ૪૯

નિરધન માણુસ, કુંટીનો વાળ જેમ તોડયામાંા પણ નહીં ને બોડયામાં પણ નહીં એ કહેવત પ્રમાણે કશામાં ગણાતો નથી અને સઉનું કરેલું અપમાન વીલે મોઢે સ-હન કરેછે. (૪૪) આ પ્રમાણે સામળીયો દિલગીર થઇને પોતાના ઘર તરફ ચાલ્યો પણ મોતલી તો પેલા કંદોઇની દુકાનની પાસે ઉભી રહી; સામળીઓ હવે ઘેર જઇ એક ખુણામાં પોતાની મા ના જાણે એમ રોવા લાગ્યો. કંદોઇ પણે દુકાનના ઓરડામાં કાંઈ કામે ગયો કે મોતલી પાંચ જલેબીની થોકડી એક હાથમાં લેતે કે છાપરે ચઢીને એકે દમે સાંમળીઓ રોતો હતો ત્યાં આવી અને તેના મોં આ ગળ પેલી જલેબીઓ મુકી; અને તેમાંથી કકડો ભાગીને એક હાથે વાંદરી સાંમળીયાના મોઢામાં ઘોચવા લાગી અ-

ને તેનાં આસું પોતાના પુછડાને બીજા હાથમાં પકડીને તે વતી લોહી નાંખવા લાગી. આ પ્રમાણે વાંદરીની પોતાના પરની મમતા જોઇને સામળિયાનું મન પ્રીતિથી ઉભરાઈ ગયું અને બોલ્યો કેઃ—

## દુહો.

માણસ પણ જેના કરે નિજ વહાલાં કેરૂં કામ; ભલા૦
તેવાં પણ તેં મોતલી મુજ કામ કર્યું ધરિહામ. ભલા૦ ૪૫

અર્થઃ—હે મોતલી માણસ પણ જેવાં કામ પોતાના વહાલાં માણસને ખાતર કરે નહીં. તેવાં મારાં કામ તેં હીંમત ધરીને કર્યાં, છે માટે માણસ કરતાં પણ તને વધારે શાબાશી ઘટેછે. (૪૫] આ પ્રમાણે કહી સામળીઆએ પેલી જલેબીઓમાંથી એક મોતલીને આપી અને બીજી જલેબીઓ લેઇને પોતાની માંદી માની પથારી પાસે હરખાતો હરખાતો ગયો અને પેલી જલેબીઓના કડકા કરી કરીને ખવડાવવા લાગ્યો. તે બિચારી ડોશીએ જરી ખાધું અને પાણી પીધું; પણ હવે તે ડોશીનો અંતસમો પાસે આવ્યો હતો; અને તે ડોશીને તે વાતની ખબર પણ પડી હતી કે હવે શરીર વધારે ટકવાનું નથી. તેથી પોતાના મુવા પછી પોતાનો છોકરો કોને આશરે રહેશે એ વાતનો વિચાર તેના મનમાં ઉઠયો અને તેને ચિન્તા થવા લાગી; તેથી તેણે પોતાના નાના છોકરાની ભાળવણી પરમેશ્વરને નમ્રતાથી કરવાં માંડી. કેમકે તે સિવાય બીજો ઉપાય હતો નહીં. તે ડોશી શોકમય રાગે બોલવા લાગી કેઃ—

## રાગ સીતાજીના મહિનાનો.

પ્રભુ નોધારા આધાર, દયાળું દીનના.
ગોઠિયા છો ગરિબના સાર, ધણી ધન હીનના;
જેનું જગમાં બેલી ન કોય, બેલી તમે તે તણા,
ભજતાં સઉ ભય દૂર હોય, ન શક્તિ વિષે મણા. ૧
મુજ ધનહીણો અવતાર, મેં દાન નથી કર્યાં,
મંડી ધંધામાં સાંજ સવાર, મેં ધ્યાન નથી ધર્યાં;
જીભે કીધી જગની વાત, તને તાત ના ભજ્યો,
જગે જન્મી કર્યો ઉત્પાત, સુગુણ મેં નથી સજ્યો. ૨
હવે આવી સવારી પાસ, હે જગપતિ! કાળની,
તોયે ઉરથી ન છુટે આશ, ફિકર રહે બાળની;
રહી ગુંથાઈ માયામાં આમ, તરીશ જો તારશો;
નથી ચિત્ત થયું નિષ્કામ, કૃપાથી ઉગારશો. ૩
નથી પિયર વિષે પિતા માત, પતીતો પ્રથમ પળ્યા,
નથી મારે ભગની ભ્રાત, ન કોઈ સગાં મળ્યાં;
નથી કોઇની ઓથ લગાર, કોને સુત ભાળવું,
માટે નામ તમારૂં આવાર, પ્રભો સંભારવું. ૩
મુજ બાળની લઈ સંભાળ, સકળ દુઃખ ટાળજો,
સોંપ્યો આપને ખોળે એ બાળ, ગમે તેમ પાળજો;
હુંતો આવુંછું આપને શરણ, અધિક હું શું વીનવું,
જગદીશ્વર સંકટ હરણ, જોડી હાથ હું સ્તવું. ૪

આ પ્રમાણે બોલીને શામળિયાને માથે હાથ મુકીને ડોશી બોલીકે હે પુત્ર તને ઝાઝુ દુઃખ ભગવાંન નહીં દેખાડે,

એટલું બોલતાંજ તે ડોશીનો પ્રાણ ભાગ્યો અને સામળીયાએ આંખમાં આંસુ સહિત હે મારી વાલી મા! હે મારી ગરીબ મા? એવાએવા પોકાર કર્યા તે સાંભળી સઉ આડોશીપાડોશી આવી મળ્યાં અને જોયું તો ડોશીનું ખોળીયું શબ થઇને પડેલું તે ગામના બીજા મદારિઓને ખબર કહાવી એટલે સામળીયાના કુળના સગા અને નાતના લોક આવ્યા અને ડોશીની દાહક્રીયા સામળીયાએ સ્મશાંનમાં સઉના બતાવ્યા પ્રમાણે કરી, પછી સઉ ઘેર આવ્યા. સામળિયાના ઘરમાં હવે કાંઇ રહ્યું નહોતું તો પણ આડોશીપાડોશીએ ઉધરાણું કરીને તેની મા પાછળ થોડું ઘણું કરાવ્યું અને સઘળું કામ પતાવ્યું.

હવે સામળીયો એક ઘરમાં પડી રહે અને આડોશી પાડોશીનું ટાંપુ કરે અને કોઇ ખાવા આપે તે ખાય, નવરો હોય ત્યારે મોતલીની જોડે રમ્યા કરે; કેમકે મોતલી હવે તેના ઘરમાં રહેતી હતી, મોતી બારણે જઇને ખઇઆવે તથા કાઇ સારી ચીજ દેખેતો તે સામળીયા માટે લેતી આવે આમ કરતાં કરતાં કેટલાક દિવસ વીતી ગયા, હવે સામળીયાનું બારમું વર્ષ પુરૂં થવા આવ્યું હતું એટલામાં તેને શરીરે બળિયા નીકળ્યા; તે ખુબ માંદો થઇ ગયો, રાત દિવસ તેને ઉંઘ આવે નહીં; શરીરે લાહ્ય બળ્યા કરે, આ પ્રમાણે બળિયાનું દરદ તેણે બે દિવસ લગી બહુજ વેઠયું મોતલી બિચારી તેની પથારી પાસે બેસી રહે અને જ્યારે દુ:ખને લીધે સામળીઓ રાડ નાખે ત્યારે આંખોમાંથી ડળક ડળક આંસુ પાડીને રૂએ, સામળીયાનું દરદ ત્રીજે

દહાડે ખુબ વધ્યું ત્યારે તેણે મોતલી તરફ જોયું અને રડવા લાગ્યો. મોતલીએ તેના ઉપર જે મમતા અત્યાર લગી બતાવી હતી તે તેના મનમાં સાંભરી આવી, તે રડતાં રડતાં બોલ્યોકે;

દુહો.

માત પિતા સુત સુંદરી, પણ જે નવ દાખે પ્રેમ; ભલા૦
તેવો પ્રેમ નભાવ્યો મોતી! તે હું ભુલીસ કેમ ?ભલા ૪૬

અર્થઃ—આ સંસારમાં મા બાપ છોકરાં કે સ્ત્રી પણ જેવો પ્રેમભાવ એક બીજાં પર રાખતાં નથી તેવો પ્રેમભાવ હે મોતી તેં મારા ઉપર રાખ્યો છે; તારી મમતા હું કેમ ભુલી જઈશ (૪૬) એમ કરતાં ત્રીજા દિવસનો બપોર થયો એટલે સામળીયાએ આંખો ચઢાવી દીધી અને મરતી વખતે હે શંકર એ શબ્દ બોલતાંજ તેણે પોતાનો દેહ ત્યાગ કર્યો, વાંદરી બિચારી તેને જીવતો જાણીને તેની પાસે બેસી રહી છે. અને તેના મડદા પરથી માંખો ઉડાડયા કરે છે, એટલામાં પાડોશણ તેને ખવડાવાને સારૂં ખાવાનું લેઈને આવી અને જોયુંતો તેને મરી ગયેલો જોયો; હવે પેલી પાડોશણે મહેલ્લાના બીજા લોકને ખબર કરી અને તેની નાતના માણસોને બોલાવરાવ્યાં, પંચે ઉઘરાણું કરીને તેને માટે કાઠી વિગેરે દાહ દેવાની સામગ્રી મંગાવી. તેને નનામીમાં બાંધીને સ્મશાનમાં લેઇ ગયા ત્યાં ચિત્તામાં તેને સુવાડયો; પેલી મોતલી વાંદરી પણ સઉ સાથે સાથે સ્મશાનમાં આવીને વડના ડાળા ઉપર ચઢી

બેઠી.' સામળીઆને આગ મુકી અને ચિત્તા ભડભડ બળ-
વા લાગી. આ જોઈ પેલી વાંદરીના મનમાં એમ થયું કે આને
સર્વે અગ્નીમાં બાળી મુકેછે માટે હું તેને દેવતામાંથી બહાર કા-
ઢું; એમ ધારીને તે વાંદરીતો કુદતી કે બળતી ચિતામાં જઈ
બેઠી અને તેને બહાર કાઢવાની મહેનત કરવા લાગી પણ
જબરા ખડકેલા વેઢામાંથી તે શી રીતે નીકળે? આમ થ-
વાથી તે વાંદરી તેના ભેગી બળી ગઇ પણ સામળીયાના
શરીરને અગ્નીમાંથી કાઢયા વગર ફરીને બહાર નીકળી ન-
હીં. આ જોઇને સઉ લોકોને અચરજ લાગ્યું, અને મોત-
લીની સામળીયા પરની મમતા જોઈને સર્વ ડાહ્યુના મન ભ-
રાઇ આવ્યાં અને તેઓ સર્વે રોઇ ગયા. આ વાતતો આ-
ખા ગામમા ફેલાઇ અને સઉ સ્ત્રી પુરૂષોને તે સાંભળીને
આંખોમાં ઝળઝળીયાં આવ્યાં. તેમાં સામળીયાના મહેલ્લા-
નાં માણસ તો મોતલીને અને સામળીયાને સંભારીને વારં-
વાર કેટલાક દિવસ લગી રોયાં.

હવે સામળીઆએ મરતી વખત એવો નિશ્ચય કર્યો
હતો કે હે પ્રભુ! જ્યાં હું જાઉં ત્યાં મને મોતલી મળજો,
કેમકે મોતલી વગર મને એકલું રમવું નહીં ગમે અને જ્યા-
રે મોતલી ચિતામાં પડી ત્યારે પાશેના તળાવમાં રમતું
સારસ પંખીનું જોડું તેની નજરે પડયું હતું અને તેથી
તે સારસ પંખણી થઈને અવતરી. કેમકે મરતાં જેવું ધ્યા-
ન રહે તેવો અવતાર આવેછે. પેલો સામળીયો પણ મોત-
લીની સાથેજ રહેવા માટે મરતી વખતે કરેલા નિશ્ચયને

લીધે સારસ પંખી થઇને અવતર્યો અને તો બન્ને જણુ બીજા જનમમાં નરમાદા થઇને એક ચંદન સરોવર નામ ના તળાવને કિનારે રહેવા લાગ્યાં. તે તળાવ ઘણા જુના વખતનું હતું અને તેતે કિનારે એક શ્રી શંકરનું દેવળ હતું. તે દેવળ પણ બહુ જુનું હોવાથી પડી જઈને ખંડેર થઈ ગયું હતું પણ તેમાં મહાદેવજીનું બાણ અને પારવતીજીની મુરતી આખાં અણીસુદ્ધ હતાં. તે મહાદેવની પુજા કોઇ આવતો જતો જાતરાળું કે કોઇ સાધુ વેરાગી કરે. કોઈ વારતો તે મહાદેવ અપુજ રહેતા. હવેતો પેલાં સારસ અને સારસડી બન્ને તે તળાવ પાસે રહેતાં તેમણે તે મહાદેવની પુજા કરતાં એક વેરાગીને જોયો તે પરથી તે નરમાદા બન્ને શ્રી શંકરની રોજ પુજા કરવા લાગ્યાં. તે સરોવરમાં કમળ બહુ થતાં તેને પેલાં પંખી તોડી લાવીને સવારે બપોરે ને સાંજે ચઢાવે. પેલો પંખી કમળ લાવીને શ્રી મહાદેવજીને ચઢાવે અને પેલી પંખણી કમળ લાવીને પારવતીજીને ચઢાવે. આ પ્રમાણે તે બન્ને નરમાદા એક બીજા સાથે ને સાથે રહે અને આ પ્રમાણે શંકરની સેવા કરેઃ—

### દુહો.

એક જનમની પણ ભક્તિતો, જુગ જુગ વધતી જાય. ભ૦
અમર ફળતણો ભક્ષ કરે તો દિન દિન યોવન કાય. ભ૦ ૪૭

અર્થઃ—એક જન્મની ભક્તિ હોયછે તે જન્મો જન્મ વધતી જાયછે, કેમકે જો કોઈ એકવાર પણ અમર ફળ

ખાયછે તો તેનું યૌવન દિન દિન વધતું જાયછે એટલે તેની જુવાનીનો અંત આવતો નથી. તેમજ એક જન્મ માણસ પરમેશ્વરની ભક્તિમાં પ્રવેશ કરેછે તો તેની ભક્તિ જન્મોજન્મ બની રહેછે. (૪૭) તેમજ આ સારસ અને સારસડી પણ પૂર્વે શ્રી શંકરનાં ભક્ત હતાં તેથી આ પંખીના અવતારમાં પણ શ્રી શંકરનીજ સેવા કરવાની તેમને પ્રેરણા થઇ. વળી સારસના જોડાનો પ્રેમતો સઘળા જગત્માં જાણીતો છે. તે પક્ષીનાં નરમાદા સદા સાથેજ રહેછે અને એક બીજાથી કદી પણ જુદાં રહેતાં નથી. તે જોડામાંથી જો કદી એક મરી જાયછે તો બીજું પંખી પણ તરતજ દેહ છોડી દેછે. માટે કુંદનને કનકાંગીના પુરા પ્રેમના ફળ રૂપ તેમનો આ અવતાર થતો હવો.—

## ચોપાઇ.

પુર્વે જન્મનો પ્રેમ આગળ નિત્યે રહે;
જ્યમ જળ કેરો પ્રવાહ આગળ નિત્યે વહે, ૪૮

અર્થઃ—પૂર્વ જન્મનો જે પ્રેમછે તે જેમ જેમ જન્મ થતા જાયછે તેમ તેમ આગળનો આગળ રહેતો જાયછે; પ્રેમ જળના પ્રવાહ જેવોછે તે આગળને આગળ વહ્યા કરેછે. તેમજ આ સારસના જોડાનો પ્રેમ પણ પૂર્વનો સંચિત હતો (૪૮) વળી પ્રેમ કેવો છે.—

## ચોપાઈ.

જળતો સુકાઇ જાય અતિશય તાપથી;
પણ નવ પ્રેમ સુકાય કદી સંતાપથી. ૪૯

અર્થઃ—જળનો પ્રવાહતો અતિશય તાપ પડેતો સુકાઈ જાયછે; પણ પ્રેમનો પ્રવાહતો તેવો નથી. પ્રેમનો પ્રવાહ ગમે તેવાં સંકટ કે સંતાપ આવી પડે તો પણ સુકાતો નથી. મરણ જેવો સંતાપ એકે નથી તો પણ મુવા પછી પ્રેમનો પ્રવાહ બીજા જન્મમાં પણ બન્યોજ રહેછે. સાર એકે મરણ દેહનો અંત આણેછે પણ પ્રેમનો અંત આણી શકતું નથી. માટે પ્રેમની ગાઠ સર્વથી જબરીછે.—

**ચોપાઇ.**

તન તવાય મન વીખાઈ જાય, ચીપટે ચામડીઓ ચુંટાય,
શાપ તાપને મોતે કરી, સાચો પ્રેમ તુટે નહીં જરી. ૫૦

અર્થઃ—ગમે તો શરીર તવાઇ જાય, મન આકુળ-વ્યાકુળ થઇ જાય, ચીપી આવતી ચામડાને તોડી નાખે, કદી કોઇ શ્રાપ દે, ગમે તેવું સંકટ આવી પડે, અને ચહાય તો મોત આવે તો પણ સાચો પ્રેમતો જરીક પણ તુટતો નથી (૫૦) આ પ્રમાણે સાચાં પ્રેમી પેલાં પંખી ચંદન સરોવરને કીનારે આનંદથી શ્રી શંકર પાર્વતીની સેવા કરેછે. એમ કરતાં શ્રાવણ માસ આવ્યો અને વર્ષાદ ખુબ પડયો એટલે ચંદન સરોવરનાં બધાં કમળ જળતળે ડુબઇ ગયાં હવે પેલાં પંખી શાનાવતી મહાદેવની પુજા કરે? હવે પેલા સારસે પાણીમાં પેશીને અંદરથી કમળને તોડી લાવવાને નિશ્ચય કર્યો અને પાણીમાં પેઠો એટલે તેની સાથેજ પેલી સારસડી પણ જળમાં પેઠી.

**દુહો.**

વિખુટા પડવુ ને રડવું તેથી મરવું ભલું જગ માંય. ભ૦
વહાલાં સંગે વીચરવું નવ મરણે ડરવું કાંય ભલા૦ ૫૧

અર્થઃ—જુદાં પડીને રડવું તેથી આ જગત્માં મરવું વધારે સારૂંછે માટે પોતાના વહાલાંની સાથે જતાં મરણથા પણ જરીકે ન ડરવું. (૫૧) આ પ્રમાણે નિશ્ચયવાળી સારસડી પોતાના પતિ સારસની સાથેજ જળમાં પેઠી. પેલા સારસને પણ ધન્યછે કે પોતાનો શિવને કમળ ચઢાવવાનો નેમ સાચવા કમળ લેવાને પાણીમાં પેઠો.

### દોહરો.

સ્હેલી સેવા સઉ કરે, કઠણ કરે નહિ કોય;
કઠણ સેવા કરનારને, ખરેખરૂં ફળ હોય. ૫૨
સુકાળ દાતા બને, એતો જગની રીત;
પણ દુકાળમાં નવ ડગે, જેને ખરી હરી પ્રીત. ૫૩

અર્થઃ—સહેલી સેવા કરવા તો સર્વે આવે પણ જ્યાં સેવા કરવી કઠણ હોય તે વખતે પોતાનો ટેક ન ચૂકે એજ માણુસને ખરેખરૂં ફળ થાયછે. કેમકે સુકાળના વખતમાં તો સર્વે ગજા પ્રમાણે દાન કરે પણ જે ખરો પ્રભુનો લાલ હોયછે તેજ દુકાળના વખતમાં પોતે પોતાના દાન કરવાના નેમ છોડતો નથી. બાકી પોગળી ભગત, સેવક અન દાતારતો દુનિયામાં જોઈએ તેટલા છે. (૫૨) (૫૩) ચંદન સરોવરમાં ખૂબ કમળ હતાં ત્યારે તો કમળ ચઢાવવાનો નેમ રહે પણ જ્યારે કમળ તળાવના પાણી તળે ચુમાસામાં ડુબી ગયાં ત્યારે પણ પોતાનો કમળ ચઢાવવાનો

ટેક ન છોડવાનો નિશ્ચય કરી તે સારસનું જોડું જળની તળે જળ કુકડીની માફક ડુબકી મારીને પેઠું નરમાદા બન્નેના મનમાં એમ કે આપણે કમળ લેઈ જઇને હમણાં શ્રી શંકર ભગવાનને ચઢાવીશું.

આ પ્રમાણે શંકરની પૂજાનો વિચાર તેમનાં મનમાં છે એવામાં એક મગરી આવી પહોચી અને તે પેલી સારસડીને ગળી ગઇ. પેલો સારસ પોતાની સ્ત્રીને નાશ પામેલી જોઇને શિવશિવ ઉચ્ચારવા લાગ્યો. એટલામાં વળી તે મગરીનો કાળ આવી રહ્યો હશે તેથી તે પણ તરતજ મરી ગઇ પણ તેને કાને પેલા સારસે ઉચ્ચારેલો શિવ શિવ એવો ઉચ્ચાર પડયો, તેથી તે મગરીને તો પુન્ય બંધાયું અને તેથી એક રાજાને પેટ પુત્રી થઈને અવતરી. પેલો સારસ ધણ પોતાની માદાને વિયોગે શિર પટકીને મરી ગયો. પુજા પુજાને ઠેકાણે રહી; શિવ પૂજા શિવ પૂજાને ઠેકાણે રહી.—

## દુહો.

કયાં શિવપૂજા સારસડાં વળી, ક્યાં મગરી ક્યાં મરણ; ભ૦
ભાગ્ય પ્રમાણે જોગ મળે સઉ, જન્મ મરણને જરણ. ભ૦ ૫૪

અર્થઃ—શિવની પુજા કયાં,સારસડાં કયાં, મગરી કયાં અને વળી તે સઘળાંનું મરણ ક્યાં! આ પ્રમાણે જગતમાં જન્મ; ઘડપણ અને મોત વિગેરે સઘળી વાતો નશીબ પ્રમાણે બનેછે. એમાં કાંઇ માણસનું કે કોઇ જીવનું કશું ચાલતું નથી. (૫૪)

ઉપર કહી ગયા તે પ્રમાણે પેલી મગરી એક રાજા ને ત્યાં જન્મી અને તેનું નામ મળસુંદરી પાડયું. મળસુંદરીની માશીને પેટ પેલી સારસડી અવતરી અને તેનુ સતી નામ પાડયું. સતીનો એક બાપ ગરિબ રજપૂત હતો અને મળસુંદરીનો બાપ તો મોટો રાજા હતો કેમકે મળસુંદરીની મા અતિશયં રૂપવાળી હોવાથી તેને રાજા પરણ્યો હતો. મળસુંદરીની મા કાંઈ રાજાની દીકરી નહોતી; તે પણ એક ગરિબ રજપૂતને ઘેરજ જન્મી હતી. અને બન્ને બહેનો દશ વરસની થઇ ત્યારે સતીની મા દેવલોક પામી. હવે મળસુંદરીની માએ પોતાની બહેનની દીકરીને પોતાને ઘેર બોલાવીને રાખી. રાજાને ઘેર એક માણુસ વધારે પડે તેમ હોયજ નહીં અને તેમાં વળી રાણી સાહેબની બહેનની દીકરી તેને તો સઊ અછો અછો વાનાં કરે એમાં નવાઇ નહીં. મળસુંદરીને પણ સતી સાથે પ્રીતી થઇ. બન્ને બહેનો (માશીની છોડીઓ) એક બીજા સાથે હળી મળીને રહે. જેને માથે દુઃખ આવેછે તે માથે સામટું આવીને પડેછે તે પ્રમાણે સતીનું છઠું વર્ષ પુરૂં થયું એટલે તેનો બાપ પણ સ્વર્ગવાસી થયો. ખરૂં જોતાં તેનો બાપ કાંઇ તેને જોઇતી વસ્તુ લાવી આપવાને તે ગરિબ હોવાથી અશક્ત હતો, અને તે છોડીનો ખરો આધાર તેની માશી ઉપર હતો તો પણ માએ બાપછે એમ કહેવાનું ક્યાંથી? હવે તો બિચારી સતીને આ દુનિઆમાં કોઇને 'બા' કે 'બાપા' એમ કહેવાતું પણ ના રહ્યું. બિચારી તેની

માશી તેના ઉપર સગી માતાના જેવું હેત રાખતી. મળ-સુંદરી પણ તેને પોતાની માની જણી બ્હેન ગણતી અને તેનાપર દયા રાખતી. મળસુંદરી તેર વર્ષની થઇ ત્યારે તેને તેનાં માબાપે એક વીરસિંહ નામના મ્હોટા રાજાને પર-ણાવી. તે રાજા કાન્તિ નગરમાં રાજ કરતો હતો. મળસું-દરીને તેને સાસરે વળાવી ત્યારે તેણે પોતાની માને કહીને પોતાની સખી સતીને પોતાની સાથે લીધી કારણ કે તેને એમ લાગતું હતું કે નવાં નવાં એકલું સાસરે ગમે નહીં. સતી પોતાની બ્હેનની સાથે જતા પહેલાં પોતાની માસી-ની દાસીને સાથે લેઈને પોતાના બાપને ઘેર ગઈ અને તે-ની માના સારામાં સારાં લુગડાંનો બચકો લેઇ આવી. તે જોઇને તેની માસીએ કહ્યું કે બહેન! તારે વસ્ત્રાલંકારની શી ખોટ હતી કે તું વળી એ લૂગડાં લેવાને દોડી. ત્યારે સતી બોલી કે તમે મારી એવી સારી રીતે સંભાળ લ્યો-છો કે હું કશી ચીજ વિના રહેતી નથી. લૂગડાંની લાલચે હું આ બચકી લાવી નથી. માત્ર મારી ગરિબ માની યાદ-ગિરિ તરીકે પાશે રાખવાને માટે લાવી છું.—

દુહો.

જનિતા કેરી ચિંદડિ તે પણ, સુંદર ચીર સમાન; ભલા૦
જે દેખી દિલમાં પ્રગટે, નિજ માત સ્મરણનું ભાન. ભ૦ ૫૫

**અર્થઃ—હરેક દીકરીને પોતાની માની એક ચિંદડી હોય તે પણ સુંદર ચીરના જેવી** વહાલી હોયછે, કારણ કે તે જો-**ઈને પોતાની માની** યાદગિરિ રહેછે, (૫૫) પછી મળસુ-

દરી પોતાને સાસરે કાન્તિનગર ગઇ અને સતી પણ તેની સાથે ગઇ. સતીને રહેવાનો એક ખંડ જૂદો આપ્યો અને તેની તેનાતમાં કેટલીક દાસીઓ સોંપી. જ્યારે મળસુંદ-રી એકલી હોય ત્યારે તે સતી તેની પાસે જાય અને વાત ચીત કરીને તેને મન ગમાડો કરાવે. પણ જ્યારે મળસું-દરી પોતાના પતીની સાથે હોય ત્યારે તો તે પોતાના જૂ-દા ખંડમાંજ રહેતી. સતીએ રાજગોરના દીકરાની વહુ સાથે બ્હેનપણા બાંધ્યાં હતાં તેથી તે વારંવાર તેની પાસે આ-વતી. આ બ્રાહ્મણી (રાજગોરના દીકરાની વહુ) પોતે સારી રીતે ભણેલી હતી તથા સદાચરણ વાળી, તે પણ સતીથી પાંચ વર્ષે મ્હોટી તથા મળસુંદરી જેવડી હતી. તેનું નામ પવિત્રા હતું. તેણે એક દિવસ સતીને કહ્યું બ્હેન તમે કાંઈ ભણ્યાં છો? સતીએ કહ્યું, ના બહેન, મારાં બહેન મળ-સુંદરી બહુ ભણ્યાંછે; તમે મને કાંઇ ભણાવશો? મને બહુ નવરાશ મળેછે, હુ તમારો બહુ પાડ માનીશ. પવિત્રાએ કહ્યું, બ્હેન હું મારા ખરા દિલથી તમને મારી બુદ્ધિ પ્ર-માણે શીખવીશ; હું પણ તમને કહેવાનું કરતી હતી કે તમારે કાંઇ થોડું ઘણું પણ ભણવું જોઇએ.

દુહો.

તરમાં તર ભણતર ભલું, જેથી ભ્રમણા દૂર પળાય; ભ૦
અમુઝણ ઉરમાં કદિયે ન આવે, અંતે સુમાર્ગ ભલાય. ભ૦૫૬

અર્થઃ—તરમાં તર તો આ દુનિયામાં ભણતર છે; ભણવાથી આપણા મનની ભ્રમણા દૂર જાયછે. ભણેલા મા-

ણુસને કદિ મનમાં અમૂઝણ આવતી નથી. ભણવાથી અં-
તે સારે માર્ગે ચઢાયછે. (૫૬) માટે હે બ્હેન! તમારો આ
વખત વિદ્યા ભણવાનો છે. આવી તક ફરી ફરીને મળતી
નથી.—

## દુહો.

તક બાળાપણ કેરી તેતો, પુસ્તક સંગે ગાળ, ભલા૦
બાળપણાનો કાળ જતાં પછિ; વળગે ઘર જંજાળ. ભ૦ ૫૭

અર્થઃ—નહાનપણમાં એકે તક પણ પુસ્તક વાંચ્યા
વગર ગુમાવવી નહીં. કારણ કે બચપણ જતું રહેછે એટલે
પછી સંસારના કામકાજની જંજાળ આવી પડેછે અને
જોઇએ તેટલો જ્ઞાન સંપાદન કરવાનો વખત મળતો નથી.
(૫૭) પછી સતીએ પવિત્રાની પાસે ભણવા માંડયું, અને
કેટલાક દિવસ થયા પછી પોતાની ચંચળતાને લીધે સારી
રીતે વિદ્યા મેળવી લીધી. પવિત્રાને હવે તે પોતાની માતા
સમાન ગણવા લાગી. પવિત્રા સતી કરતાં ઉમ્મરમાં ફક્ત
પાંચજ વર્ષે મ્હોટી હતી તો પણ તેણે તેને ભણાવીને
તેનાપર ઉપકાર કર્યો તેથી સતી તેને અતિઘણું માન આ-
પવા લાગી. હમેશાં કાંઇ જરૂર પડે તો સતી પવિત્રાની
સલાહ માગતી. ભલી પવિત્રા હમેશાં સતીનું ભલું થાય એ-
વી સલાહ આપતી. સતીની બુદ્ધિ ભણવાથી વધારે દીપી
નીકળી મળસુંદરી ને પણ તે ખૂબ આનંદ પમાડવા લા-
ગી. હવે સતીની ઉમ્મર પંદર વર્ષની થઇ હતી. તેથી
તેનું રૂપ પ્રથમ કરતાં કાંઈ જુદુંજ થવા લાગ્યું.—

## લાવણી.

દો નેન ધેનસેં યોવન મદસેં ઘેરે,
હુઇ ભૅંવર બંકીદો ખુલી જૈસિ સમશેરે;
મુખ હસત લસત જબ બાત કરે સખિયનમેં,
ચપલાસિ ચપલતા ચમક રહે અખિયનમેં, ૧
નસિકા સિકલકી શુક ચંચ દીપકી જ્યાતી,
હિંગળોક જૈસા અધર દંત પુનિ મોતી;
ગુલ ગાલ મધ્યમૈ લાલ નૂર હૈ ગૌરા,
મુખ લખિદિન ભૂલૈ ભૃગં રજની ચકોરા. ૨
શિશ કેશ શેષસે લંબ નિતંબ નિવેશી,
શિર મંગ ગંગ સિત રંગ મુક્ત સર વેશી;
પુની કંઠ નાલકા ખ્યાલ કયૈ હમ કૈસા ?,
યહ કિન્નર કંઠ કંબુજ ખરસ્વર ઐસા. ૩
સ્તન બાલ કમલ સમ ચલત કછુંઇક ધ્રુજે,
મન લહૌમનોજ સુરેશ્વર તિનતે પુજૈ;
કૃશ ઉદર મધમેં છટા નોમિકી છાઇ,
લઇ ત્યાંતેં પિંડિરતિકોં બિધી બનાલાઇ. ૪
લખિ ધનકે વૃંદ ભયે હૈકારે,
જંઘા કદલીસી લખિ રંભાપરિ હારૈ;
અંગુલી નાજુક નખવીસોં ચમકત તારે,
સબરૂપ અલંકૃત બિના હાર શૃંગારે. ૫
ભુજલતા લટક કયા કહે મિલૈ નહી બાની,
લખિ યોગી તજૈ નિજ યોગ જ્ઞાનકો જ્ઞાની;

કરમુદ્રા રચિકે બાત કરૈ જબ ગ્યાની,
નહિ મુખ ઉચ્ચે કર સકૈ મદનકી રાની. ૬
ઐસા સૌન્દર્ય રૂપૈ સ્મર સતિમેં આયા,
અબ તકન બિકાર મદનકે કછુભિ બતાયા;
તન વિમળ અરૂમન અમળ એસિ યહ નારી,
તામેં કવિજન ઉનકિ બોલત બલિહારી. ૭

સતીનું આવું સુંદર અને ભવ્ય રૂપ થયું તેથી તેની આગળ મળસુંદરી રાજાની રાણી હતી તે છતાં પણ ઝાંખી પડવા લાગી, રાજાના પ્રધાનના દીકરાની વહુ પહેલે આણે આવી તેને તેડીને એકવાર પ્રધાનની સ્ત્રી રાણી પાસે પગે પડાવવા આવી; આ વખતે મળસુંદરીની પાસે સતી પણ બેઠેલી હતી, પ્રધાનના દીકરાની વહુએ સતીનું તેજસ્વી સ્વરૂપ જોઇને એમ ધાર્યુંકે આજ રાણી સાહેબ હશે, તેથી તે બિચારી તો મળસુંદરીને સાટે સતીને પગે પડી. પછી તેની સાસુએ કહ્યું કે વહુ ભા! રાણી સાહેબ તો આ રહ્યાં અને આતો તેમના બહેન બા થાય. પછી તેમને મળસુંકરીને પગે પડી, થોડીક વાર બેશી વાતચીત કરીને તે બન્ને સાસુ વહુ વિદાય થયાં; હવે મળસુંદરી અને સતી બન્ને એકલાં રહ્યાં, તે વખતે મળસુંદરી હસતાં હસતાં બોલી કે બહેન તમે મને તમારા તેજે ઢાંકી નાખીને શું ? ત્યારે સતી બોલી કે, મ્હોટી બહેન! (કેમકે સતી રાણીથી થોડે કલાકે નાની હતી.] એવું તે કદી બનેજ? કાંઇ આગિયાના તેજમાં સૂર્ય અંજાય? મને જે કોઇ માન આપે છે તે

તમારી બ્હેન જાણીજને. તમારી મ્હારા ઉપર કૃપા દૃષ્ટિ છે તો સર્વે મારૂં મન જાળવે છે.—

દુહો.

જેનાપર મોટાનું મન, તે જનને ઝાઝું માન; ભલા૦
શંકરની સંગે રે'વાથી, પામે વૃષભ સન્માન. ભલા૦ ૫૮

(ભાવાર્થ):—જે માણસ ઉપર મ્હોટાં માણસોની કૃપા હોયછે તે માણસોનો સર્વે ઠામે સત્કાર થાયછે જુઓને, શંકરની કૃપા નંદી ઉપર છે અને સદા તેને શંકર પાસે રાખેછે તો શિવના મંદીરમાં બ્રાહ્મણો તેને પણ ચંદન ફુલ વિગેરે ચઢાવેછે, માટે મને પણ કાંઇ માન મળે છે તે તમારેજ લીધે.

આમ તે બંન્નેજણાં વાતચિત કરે છે તેવામાં પોતાના વૃદ્ધ જોશીને તેડીને રાજા વીરસિંહ આવ્યા, એટલે મળસુંદરી અને સતી બન્ને ઉભાં થયાં અને રાજાને માન આપ્યું અને જોશી મહારાજને નમસ્કાર કર્યા એટલે જોશીએ આશિર્વાદ દીધો; સર્વે પોત પોતાને ઠેકાણે બેઠાં, જોશીને ચાલવાથી સાસ ચઢયો હતો માટે વીરસિંહ તેમને કાંઇ પૂછ્યા વગર થોડી વાર બેશી રહ્યા તે પરથી સતીએ વિચાર કર્યો કે રાજાને કાંઇ ખાનગી પ્રશ્ન કરવો હશે અને હું અત્રે બેશી રહી છું તે સારૂં નહીં. આમ ધારીને તે પોતાની બેહેનની રજા લેઇને પોતાના ખંડમાં ગઇ. તે અહીં એકલી હોવાથી તેને કાંઇ ગમ્યું નહીં એટલામાં તેને યાદ આવ્યું

કે મારા પટારામાંથી મારાં લુગડાંની ગાંસડીઓ છોડીને જોઉં, કેમકે વગર જોએ લુગડાંને ખેરી લાગી જશે. તેથી તે પોતાનો પટારો ઉઘાડીને પોતાનાં વસ્ત્રો તપાસતી હતી, તેવામાં તેના હાથમાં પેલી પોતાની માના લુગડાંની ગાંસડી આવી તે ઉઘાડીને જોયું તો એક બાંટ અને એક રેશમી સાડીની વચ્ચેથી એક કાગળીયું નીકળ્યું. તેના ઉપર ઝાંખા બાળબોધ અક્ષરે સતીના જન્મ અક્ષર એવું લખેલું હતું. તે સતીએ વાંચ્યું અને તરતજ તે લેઇને લુગડાં તપાસવાં બંધ રાખીને પોતે વિચાર કરયો કે હવે રાજા જોશીની સાથે તેમની ખાનગી વાત કરી રહ્યા હશે, કેમકે વાર ઘણી થઇ છે. પોતાના જન્માક્ષરનો કાગળ લેઇને સતી ફરીને પોતાની બેહેન, બનેવી, તથા જોશી બેઠા હતા ત્યાં આવી; અને પોતાની બહેનના હાથમાં પેલો કાગળ આપ્યો. આ પત્ર લેઇને મળસુંદરિએ પોતાના પતિને આપ્યો અને કહ્યું કે હે પ્રિય! જ્યારે જોશીબાવા આપનું અને મારૂં વર્ષફળ નવું કરવાની રજા લેવા આવ્યા છે ત્યારે મારી બહેન સતીના જન્માક્ષર પરથી જમોતરી અને વર્ષફળ કરી લાવે એમ કહો તો કેવું સારૂં? હું એમને મારી સતીની વતી ખુશી કરીશ. વીરસિંહ બોલ્યો કે, "ખુશીની સાથે." પ્રિયા! તમારી બહેન તે કાંઇ પરાયું માણુસ છે? તેમાં તમારે શું ખુશી કરવું હતું? જોશી મહારાજ જન્મોતરી અને વર્ષફળ તૈયાર કરીને લાવશે એટલે તેને માને જૂદો સિરપાવ આપીશ. સતી નમ્રતા પૂર્વક બો-

લી કે આપની બન્નેની મારા ઉપર એક એકથી અધિક કૃપા છે માટે આપનો બંન્નેનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. હવે મળસુંદરી બોલી ઉઠી કે, કહો જોશી બાવા! કેટલાક દિવસમાં તૈયાર કરી લાવશો? જોશીએ કહ્યું પંદર દિવસમાં સર્વ તૈયાર કરીને લાવીશ. આપનું કામ હું વિદ્યાર્થીઓ ને સોંપતો નથી, સઘળું જાતે કરૂંછું; ઘડપણ આવ્યું એટલે એકેદમે વધારે કામમાં બેશી શકાતું નથી, માટે અન્નદાતા! પંદર દિવસ તો લાગેજ તો. વિરસિંહ૦—ફિકર નહિ મહારાજ! ધીમે ધીમે જેમ બને તેમ કરજો, પંદરના સાટે વધારે દિવસ થાય તો પણ હરકત નહીં; આપ ઉતાવળ કરશો નહીં, આપ જેવા વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણો અમારૂં કામ હાથમાં ઝાલે છે એજ ઓર અમારા ઉપર ભારે ઉપકાર થાય છે. મળસુંદરી તથા સતીઃ—મહારાજ! અમારે માટે આપ ગજા ઉપરાંત શ્રમ કરશો નહીં.

જોશીઃ—અરે! આપના જેવાં ધર્મિક રાજાઓનું કામ કરવાથીજ અમારા જીવતરની સફળતા છે, આપના જેવા ગુણજ્ઞ રાજાઓ કયાંછે? હવે બીજી કાંઈ આજ્ઞા છે?

વિરસિંહઃ—ના મહારાજ! હવે સન્ધ્યા સમય થયો છે માટે આપ પધારો, આપને સંધ્યા કરવાનો વખત થઈ જશે; પધારો, કૃપા રાખજો.

સર્વે જોશીને નમસ્કાર કરેછે એટલે

જોશીતો ગયા. રાજ.પણ સંધ્યા વંદન કરવા બે-

દા, હવે પાછી સતી પોતા ખંડમાં ગઈ અને થોડીક વાર બેઠી પછી જમવાનો વખત થવાથી જમી; જરીક આમ તેમ હરી ફરી અને આનંદ પામવાને માટે નીચેનું પદ ગાવા લાગી.

## પદ. રાગ કલ્યાણ.

અબળ તણા અધાર, છો પ્રભુ ! અબળ તણા આધાર. ટેક.
આપ તણી ઈચ્છાએ ઉપજ્યો સઘળો આ સંસાર. છો. ૧
અન્નોદક આપીને સઉનો નભવો છો વ્યવહાર. છો. ૨
પ્રલય સમયમાં આપજ સઉનો નાથ કરો સંહાર. છો ૩
આપથિ અધિક નથી હે ત્રાતા કશુંએ કોઇપણ ઠાર. છો ૪
પિતા તમો મુજ અબળા કેરા પ્રણમું વારંવાર. છો. ૫

એક દિવસે બપોરે પવિત્રા સતીની પાસે આવી. સતી ઉભી થઈને તેને ભેટી અને પછી તે બન્ને વાતો કરવા બેઠાં. સતી૦—બહેન, તમે અત્યાર લગી કામમાંજ રહેતાં હશો ? તમે ઘેર શું શું કામ કરતાં હશો તે તો મને કહો.

પવિત્રા૦—સવારમાં વહેલાં ઉઠીએ તેવાં તો મુખ જોઇને તેમને નમસ્કાર કરીએ. પછી નીચે જઇને સાસુ સસરા ઉઠે તે પહેલાં રસોઇ શિવાયનું સઘળું કામ તાગી લેંઇએ. સર્વને નહાવા ધોવા વિગેરેની સામગ્રી તૈયાર કરી રાખીએ. પછી સર્વે માળા પુજા કરવા બેસે એટલે રાંધવા માંડીએ અડધું રંધાઇ રહેછે એટલામાં મહારા પતિ પણ વહેલા ઉઠયા હોયછે તેથી પૂજા કરી રહેછે. એ પછી અમારા મેડામાં જાયછે એટલે હું તેમની પાસે જઇને ચંદન

પુષ્પ વિગેરેથી તેમની પુજા કરીને નમસ્કાર કરૂંછું; અને તરતજ પાછી રસોડામાં જાઊં છું. બહેન! આપણાથી સેવા માંડીને લાંબા વખત સુધી આરતી ધૂપ વિગેરેનો ડખો શી રીતે બને. વળી ઠાકોર હોય તેને નવરાવવા ધોવરાવવામાં કેટલો વખત જાય? આપણે બૈરાં માણસને વળી વહુ માણસ એટલે ઠાકોરજીની લાંબી સેવા માંડયે પાલવે નહીં. ઘરમાંનું સર્વ કામ આપણે માંથે વળી આપણા આવ્યાં છતાં જો સાસુને કામ તરફની નિરાંત ન વળી તો પરમેશ્વર પણ ખુશી શી રીતે થાય? માટે સર્વ કડાકુટ છોડીને હું તો ટુંકામાં મ્હારા આધાર રૂપ પતિ રૂપ પરમેશ્વરનેજ પૂજી લેઇને સાસુ સસરા વિગેરે વડીલની સેવામાં રહું. અને ખરૂં જોતાં સ્ત્રીઓએ પૂજવા લાયક દેવતો તેનો પતિ છે. સર્વ દેવને પૂજે પણ જે પતિ ન પૂજે તે નારીનાં સર્વ પૂણ્ય નિષ્ફળ થાયછે. સર્વ દેવને ન પૂજે પણ જો એકલા પતિને પૂજે તો બીજા દેવો સહજમાં ખુશી થાયછે અને સર્વ પુણ્યનું ફળ મળેછે. તેથી પતિની પૂજાતો આ લોકમાં સુખ અને પરલોકમાં પરમ સુખ આપનારી છે.

## દુહો.

જો જળ સિંચે મૂળ વિષે તો ખીલે ડાળાં પાન; ભલા૦
જો પતિ પૂજે પ્રેમથી તો, દેહ રહે તુષ્યમાન. ભ૦ ૫૯
સીંચ્યાં ડાળાં પાંખડાં, પણ જો નવ સીંચ્યું મૂળ; ભ૦
તો ફળ ક્યાંથી પામિયે, સઉ મ્હેનત થાયે ધૂળ. ભ૦ ૬૦
તેમજ પતિ નવ પૂજીયા, પણ પૂજ્યા દેવ અપાર, ભ૦

દેવ તણી તવ સેવ અફળ થઇ, પુણ્ય નથાય લગાર ભ૦૬૧

ભાવાર્થઃ—સ્ત્રીઓને પુણ્યરૂપી ઝાડનું મૂળ તેમનો પતિછે માટે તેનેજ પૂજવાથીજ ખરેખરૂં પુણ્યછે. જો આપણે ફળને ચહાતાં હોઇએ તો ઝાડના મૂળમાં પાણી રેડવું. ડાળે પાંદડે છાંટવાની જરૂર નથી. તેમજ સ્ત્રીએ પોતાના પતિને મૂળ દેવ જાણવો અને પૂજવો જે મૂર્ખી કુભાર્યાઓ હોયછે તેજ એક મંદિરથી બીજે મંદિર કૂતરીઓની માફક દોડેછે. ખરા પરમેશ્વર રૂપ ન પુજનારી તે નારીઓ પુણ્યનું કામ કરતાં પણ અનેક પાપમાં ફસાયછે એ તેમની પતિ વિમુખતાનું ફળ છે. ૬૧

સતીઃ—બહેન! પતિનું આ ઉત્તમ મહાત્મ તમે મને કહ્યું તેથી મારા મનમાં પરમ આનંદ થાયછે. જો કે મારે પતિ નથી તો પણ આ વાત સાંભળીને એટલું સારૂં લાગ્યુંછે કે કાંઈ કહેવાનું બાકી નથી. મહારે પણ કોઇ દિવસ પરણવાનું આવશે. હું પણ કોઈ દિવસ પતિવાળી થઈશ. પણ બહેન! કોઈ પણ પુરૂપ તરફ પતિ ભાવ ઉત્પન્ન થતો નથી, એ શું હશે.?

## દુહો.

સઘ્ળા નરને નિરખંતાં નજરે, ભાળું છું ભઈ બાપ. ભ૦
પેખંતાં છબિ કોઇ તણી, નથી પડતી પ્રેમની છાપ. ભ૦૬૨

ભાવાર્થઃ—સર્વ પુરૂષો તરફ જોતાં મને તો જાણે મારા ભાઈ કે બાપ હોય એવી ભાવના થાયછે. કોઇ પણ પુરૂપની છબી જોઇને તેના ઉપર પ્રીતિભાવ ઉત્પન્ન થ-

તો નથી.

પવિત્રા૦—બ્હેન ! નહાનપણમાંથીજ આવું વિકાર વિનાનું મન રહેવું એ નિસ્સંશય પુર્વનાં અપાર પુણ્યનું ફળછે. અને તમારી બુદ્ધિ આવી સારીછે તેનું ફળ પણ પરમેશ્વર તમને આપશે એટલે તમારો પ્રેમ કોઇ કુલવાન, ગુણવાન, વિદ્વાન અને સાચા પ્રેમી પુરૂષ સાથે બંધાશે. જે સ્ત્રી પોતાનું કન્યાવ્રત શુદ્ધ હૃદયથી પાળેછે તેને પરમેશ્વર સર્વ વાતે ઉત્તમ ગુણવાળો વર મેળવેછે. કન્યાવ્રત પાળવામાં જે જે છોકરીઓ ખામી કરે છે તેમને તેમના પાપના ફળ રૂપ પાપી અને દુર્ગુણી પતિ મળેછે. કન્યાવ્રતની બાબતમાં તમારૂં મન આવું નિર્મળ છે તેથી નક્કી તમે કોઇ મહાન્ પુરૂષની અર્ધાંગનાની પદવી પામશો. તે સમયે મને યાદ કરજો કે મારી સખી શું કહેતી હતી. તમારૂં કન્યાવ્રત મનસા, વાચા, અને કર્મથી નિર્મળછે. અહો ! ધન્ય છે તમને આવું દુર્લભ્ય કન્યાવ્રત આવી દૃઢ રીતે પાળવું તમારા સિવાય કોઈથીજ બને ? આપ હાલ સતી કન્યા છો અને આગળ પરમેશ્વર આપને જગત્ પ્રસિદ્ધ સતી સ્ત્રી કરો એવી સાચા અંતઃકરણ સહીત મારો તમને આર્શિવાદ અને પરમેશ્વર પ્રતિ પ્રાર્થના છે; પરમેશ્વરની પણ એવીજ ઇચ્છા છે.

સતી૦— ચોપાઇ.

સંગ તમારો શુદ્ધ મળ્યો બ્હેનિ મૂજને,
પામી ઘણો સદ્બોધ વળી હું રમૂજને. ૬૩

આપ તણો ઉપકાર મુખેથિ હું શું કથું,
વાળિ ન તેહ શકાય ભવો ભવ જો મથું. ૬૪
માટે મુજ ગુણ માટ બધો જશ આપને,
બ્હેની આશિરવાદ ચહું તમહું મને. ૬૫

(ભાવાર્થ.):—બહેન આમાં મને શાનું ધન્ય? પ્રથમથી તમારી સારી સંગતી મળવાથી, અને આપનો સારો બોધ મળવાથીજ મારો સુધારો થયો હશે. તમે જે મને ભણાવીને અને ભલી શીખામણ આપીને ઉપકાર કર્યોછે તે અનંત કાળ મથું તો પણ વળે તેવો નથી; હું તેનું વર્ણન મોઢે તે શું કરી શકું? મહારા મનના સુધારાને માટે તો સઘળો જશ તમને છે. અને બહેન! જે આશીર્વાદ તમે મને દ્યો તે હું અંતઃકરણ પૂર્વક ચહીને માંથે ચઢાવું છું. (૬૫) આપ સમાન સદાચરણ મૂર્ત્તિ પતિવ્રતાનો આશિરવાદ સદા સફળજ થશે એવી મને પૂર્ણ આશા છે.

પવિત્રા૦— **ચોપાઇ.** ચાદ પદની:–

સંગ થકી સદ્બોધ મળે,
સુબોધથી દુરગુણ સઉ ટળે;
સદ્ગુણ વાધે વિવિધ પ્રકાર,
એતો સઘળો સત્ય વિચાર. ૬૬

પણ સ્વભાવિક રીતે ચિત્ત, નિર્મળ રે'ન ચળે કો રીત;
તે પૂર્વ તણો પુણ્ય પ્રતાપ, જુઓ વિચારી બ્હેની! આપ. ૬૭
માટે ધન્ય તમોને સતી, અસત્ય હું નથિ વદતી રતી;
કરે આપને જગપતિ બ્હાર, જગમાં વાધ્યો જયજયકાર. ૬૮

(ભાવાર્થ) હે બ્હેન! સત્સંગથી બોધ સારો મળે છે, અને સુબોધથી ખોટા ગુણનો નાશ થઇને સારા ગુણ આવેછે પણ પ્રથમથીજ વિકાર વિના બુદ્ધિ રહેવી એતો પૂર્વના પુણ્યનું ફળછે; એમાં કાંઈ પણ ફેર ન સમજવો, માટે હું તમને ધન્યછે એમ કહુછું. (૬૮)

સતીએ નમ્રતાથી કહ્યું, બ્હેન! તમે મોટાંછો ગમે તેમ કહો, પણ હવે તમે એક સારૂં ગીત ગાવા કૃપા કરસો.

પવિત્રાઃ—બ્હેન! તમે હવે કયાં અભણછો એક સાટે પચાસ ગીત પુસ્તકમાં વાંચો, મારા કરતાં તમારો સાદ પણ કેવો મધુરછે? મારાપર કંઇ મોર માંડયોછે?

સતીઃ—જુઓ પવિત્રા બા! મને શરમાવી નાખવા જેવું જેવું બોલોછો ખરાં? જુઓ પછી મારાથી તમને શું વધારે કેહેવાય? (શરમાયછે)

પવિત્રા.—ના, ના, પણ તમે એમ શું બોલો છો? તમારી એમ ઈચ્છા છે તો હું કયાં ના કહું છું.

સતી૦—પણ બ્હેન મને તમારે મોઢેથી ગીત સાંભળવાં બહુ ગમે છે કેમકે તમારા શબ્દો મારા મન પર તો એવી અસર કરે છે કે કાંઇ કહેવાની વાત નહીં. તમે જે ગાવછો તેનો બોધ તો મારા કાળજામાં જડાઇ જાય છે. અને તેથી થએલી આનંદમય અસર તો કયાં સુધી તો ખસતી નથી.

દુહો.

સાચું વિત તો તેજ લહુ જે,

નિજ ઓરડિયે હોય; ભલાજીરે નિજ૦
સાચું ગિત તો તે ગુણીજનિ
અસર હ્રદયમાં રહોય. ભલાજીરે. અસર. ૬૯

ભાવાર્થઃ—ખરૂં વિત્ત તો જે આપણા ઓરડામાં હોય તે, તેમજ ખરૂં ગાવું પણ તેજ કે જેની અસર આપણા હ્રદયમાં રહે. તમારા ગાનામાં રહેલો સાર મારા મનમાં ઠસે છે માટે તમેજ ગાવ એવિ મારી વિનંતી છે.

પવિત્રા.—વારૂ, બેહેન ત્યારે શું ગાઉં ?

સતી.—તમારી ધ્યાનમાં આવે તે ગાઓ. તમે જે કાંઇ ગાવ છો તેમાં કાંઇ સારી શિખામણ તો હોય છે ને હોય છેજ.

**પવિત્રા. ગરબી. ૧**

(સુણો શામળા હું તમમાટે ઘેલી થઈ જો. એ રાગ.

પતિવ્રત તણો અગમ્ય પંથ આપણો જો;
બામા ભાવ રાખી ભેદ તેહનો ભણો જો. પતિવ્રત૦ ૧
અગમ નિગમ માંહિ તેહનું પ્રમાણ છે જો,
લહે તેહને ન તરૂણિ તે અજાણ છે જો. પ્રતિવ્રત૦ ૨
પૂર્વ કાળમાં પતિવ્રતા થએલ છે જો,
વિજય થંભ તેની કીર્તિના રહેલ છે જો. પ્રતિવ્રત૦ ૩
દેવ સકળ ચરણ રજ રહે સતી તણી જો,
એવિ વાણિ શાસ્ત્ર માંહિ છે જુઓ ભણીજો. પતિવ્રત૦ ૪
પરમ બ્રહ્મ સર્વ ઠામ છે વસી રહ્યો જો,
સગુણ બ્રહ્મ સ્વામિ તેજ બીજો ના લહ્યો જો. પતિવ્રત૦ ૫

પુજે ઇન્દ્રને તે ઈંદ્ર કેરિ સુંદરી જો,
પૂજે વિષ્ણુને સમુદ્ર કેરિ દીકરી જો. પતિવ્રત૦ ૬
બ્રહ્માણી ભજે ભાવેથિ બ્રહ્મ દેવને જો,
પૂજે પાર્વતી પ્રાતિથી માહાદેવને જો; પતિવ્રત૦ ૭
પણ અમો ન અન્ય દેવ પ્રતી દોડીએ જો;
જીવન પ્રાણ પતી પૂજી હસી જોડિયે જો. પતિવ્રત૦ ૮
પતિવ્રત તણો અમાપ જે પ્રતાપ છે જો,
તેની કીર્તિની ત્રિભુવન મહી છાપ છે જો. પતિવ્રત૦ ૯
સર્વ દેવથી મહોટિ દેવિ છે સતિ જો;
ગણી દાખવું હિસાબ હું રતી રતી જો. પતિવ્રત૦ ૧૦
ગુરૂ દત્ત ત્રિગુણ રૂપ યોગિ ભૂપ છે જો;
તે અનુસૂયા સતીના પુત્ર રૂપ છે જો. પતિવ્રત૦ ૧૧
થવા સતી પતી ચરણ ચિત્ત જોડીએ જો,
પવિત્રાઈ પવિત્રા ન કદિ છોડિએ જો. પતિવ્રત૦ ૧૨

સતી.—એહેના શી કહું વાત? તમારો એક એક અક્ષર તો લાખ લાખ રૂપૈયાનો છે. અરે અમુલ્ય છે. આ સર્વ છેવટે મારે કામ આવે એવુંજ છે, મને પતિ ભક્તિનો માર્ગ બતાવનાર તમેજ પેહેલાં છો. નહાનપણમાં ભણેલી વિદ્યા જેમ મોટપણે કામ આવે છે તેમ કુમારિકાઅવસ્થામાં મળેલો આવો સદ્બોધ પરણેલી અવસ્થામાં મારે કામ આવશે.

પવિત્રા.—મૂળથીજ તમે પવિત્રવૃત્તીનાં છો અને વળી સદ્બોધ ગ્રહણ કરવા તઈયાર રહો છો; માટે આગળ

પર પ્રતિવ્રતાઓના પંથ આચાર્યની પદવીએ ચઢ્યા વગર તમે રહેવાનાં નથી. પણ બેહેન! હવે હું બહું વાર બેઠી માટે રજા માગું છું.

સતી.—બેહેન! વારે વારે પધારી મારા પર આવો ઉપકાર સદા કરતાં રેહેશો. આવજો બા! હું પણ આજે ભાનુંશંકર જોશી મારી જન્મોતરી ને વર્ષફળ લેઇને આવવાના છે માટે મારી બેહેન પાસે જાઉં છું.

પવિત્રાઃ—સારૂં, પણ તમારી જન્મોત્રીમાં શું આવે છે તે મને હું કાલે આવું ત્યારે કહેજો; મને તમારા સુખ વિષે જાણવાની બહુ ઈચ્છા રહે છે.

સતી.—બહેન તમે મારી માતા જેવી દરકાર રાખો છો. બહેન! તમારા જેવી સખી મળવી એ પણ હું મારાં પુણ્યનુંજ ફળ જાણું છું. બહેન! પધારો તમને વિલંબ થાય છે અને હું તો પાછી વાતે વળગું છું. હવે પવિત્રા ગઇ; અને સતી પણ પોતાની બહેન મળસુંદરીના ખંડમાં ગઇ. તે બન્ને જણે થોડીકવાર વાતચીત કરી એટલામાં રાજા વીરસિંહ આવ્યા અને બોલ્યા, "કેમ હજુ સુધી ભાનુંશંકર જોશી ના આવ્યા?

મળસુંદરી—આજ સવારમાં તેમનો વિદ્યાર્થી સીધુ લેવા આવ્યો હતો તે હતો કહેતો તો કે આજે રાતરે જોશી બાવા જન્મોતરી વર્ષ ફળ વિગેરે લેઇને આવવાના છે.

રાજાઃ— એને શી ખબર કે આજેજ આવવાના છે.

મળસુંદરીઃ—જોશી બવાની આંખે રાતેબહુ જણાતું

નથી; તેથી તે વિદ્યાર્થીને તેમણે કહ્યું હતું કે તું રાત્રે જમીને મારી સાથે દરબારમાં આવજે; તેપરથી એ કહેતો હશે.

રાજા:—હજુતો હમણાંજ હું સંધ્યા કરીને ઉઠયો, જોશીમહારાજ થોડીક વાર રહીને હમણાં આવશે ખરા.

જોશીબાવા બે ઘડી રાત ગઇ એટલે આવ્યા, પેલો વિદ્યાર્થી તેમને હાથ પકડીને દોરતો હતો; પણ હવે દીવાનો પ્રકાશ સારો પડતો હતો તેથી જોશી છુટા ચાલીને રાજાની પાસે આવ્યા; રાજાએ ઉભા થઇને માન આપીને બેસાડયા. જોશી માહારાજને શ્વાસ ચઢયો હતો તે ઉતર્યો એટલે રાજાજી બોલ્યા કે કેમ જોશી બાવાજી! આજે આટલી બધી વાર થઇ, કાંઇ પ્રતિબંધ આવી પડયો તો કે શું?

જોશી.—રાજાધિરાજ પ્રતિબંધ તો કાંઇ નહોતો. આ અમારાં ગાંડીઆને વાર થઇ. પુછો તો ખરા એને કાંઈ કામ હોય તે દહાડે અને કાંઇને કાંઇ થાય ખરૂં. ભણવામાં તે એવો તેજ નથી. અને કામમાં તો વિવાહની વરશી કરે.

રાજા.—કેમ વિદ્યાર્થી મહારાજ? આજે વળી તમને શું ભૂત વળગ્યું હતું? (સર્વે હસે છે.)

વિદ્યર્થી:—મ મ મારાજ! એતો ક ક કાંઈનો'તું. એ તો જ જ જરીક મ મ મને મન થયુ'તું. તેમાં.

જોશી:—તો વણેશંકર મન વળી શેનું થયું તું. પાંશરી રીતે વાત કહેને, અડધું અડધું બોલીને ઠરી શું જાયછે.

વિદ્યાર્થી:—મ મ મન શાંનું તે શિખંડનું. આજે નન નગરશેઠની ચોરાશી હતી તે જ જ જમવા ગયો તો પ-

છી મને અ અ આ જોશી મારાજની ત તરફથી શેઠ ઓળ-ખે તે પિ પિ પિરસવા રાખ્યો તો. શિ શિ શિખંડનો નળો મ મ મોટો ભર્યો તો. મને તો તે જ જ જોઈને મ મ મન થયું પણ પિરસવા રાખ્યો તે શું શું શું ક ક કરૂં ? તે પછી તો ન ન નળા આગળ ઓટલે ચઢીને માંહીથી પિરસવાં માટે શિ શિ શિખંડ લેવા ગ ગ ગયો. અને ધિ ધિ ધિમે રહીને હાથેથી પ પ પ પડી ગયો. તે ન ન ન નળાંમાં.

રાજા:—ધન્ય છો ખરી કારીગરી લઢાવી. [સઉ હસે છે)

જોશી:—તમે હજી એનો વિજય તો સાંભળો.

વિદ્યાર્થી:—વિ વિ વિજયની વ વ વાત ર ર રાજાઓને મ ગમે છે. ત ત તો સ સ સાંભળો. પ પ પછી સ સ સઉ એ જાણ્યું કે પેલો લ લલપસી પડયો ને સ સ સઉ કાઢવા આ વ્યા તે પેહેલાં તો આઠ દ દ દશ ઘુંટડા પિ પિ પિ પી ગયો. પછી લ લ લોકોએ મ મ મને બારણે ખેંચી કાઢયો. મ મ મારા મનમાં તો એમકે મહીપ પ પડયો રેવા દે તો ઠ ઠ ઠ ઠીક. પ પ પછી બારણે નિકળ્યો તો એ શ શ શરીર ચાટી જતો તો પછી તો સ સ સ સઉએ મારા પર પાણી ર ર રેડીને ન ન ન નવાડયો. પણ ચ ચ ચ ચાટતાં ચા-ટતાં માં માંખો પ પ પેટમાં ગઈ ને ન ન નખાયું ત ત ત તોએ સાંજરે પ પ પાછળથી ખ ખ ખઇને આવ્યો. મં માટે મને વાર થ થઈ. (સર્વે ખૂબ હસ્યા)

જોશી:—આવાં આવાં રતન મારે ત્યાં પડયાં છે મહારાજ !

રાજાજીઃ—દિવસમાં સો વાર આ તમને હસાવતો હશે.

જોશીઃ—હશે શું કરીએ? લાવ અલ્યા ગાંડીઆ પેલી જન્મોતરી અને વર્ષફળ. કે તે પણ લેવાં ભૂલી ગયો કે શિખંડમાં નાંખ્યાં, રાંડના. (સઉ હસે છે)

પેલા વિદ્યાર્થીએ જોશીને પેલીજ જન્મોત્તરી તથા વર્ષફળનાં કાગળીઆ આપ્યાં એટલે પ્રથમ રાજાનું વર્ષફળ લેઇને જોશી મહારાજાએ વિદ્યાર્થીને કહ્યું કે અલ્યા ગાંડીઆ પેલી મીણબત્તી લેઇને મારી પાસે બેશ, કારણ કે મારાથી બરોબર દેખાતું નથી. પેલા વિદ્યાર્થીએ તેમ કર્યું એટલે જોશીએ રાજાનું વર્ષફળ જોઇને નીચે પ્રમાણે કહ્યું:– 'હે ધર્માત્મા રાજા તમારૂં આ વર્ષ તમને કોઇ પ્રકારે હાનિ કરે તેમ નથી. પણ મારે આપને કહેવું જોઇએ કે આ વર્ષમાં આપને કાંઇ મોટો લાભ પણ થાય તેમ નથી. અર્થાત્ આ વર્ષ સાધારણ છે.' આ પ્રમાણે કહીને જોશીએ આશીર્વાદ દેઇને તથા કંકુનો ચાંલ્લો કરીને રાજાનું વર્ષફળ રાજાના હાથમાં આપ્યું. વળી જોશી બોલ્યા કેઃ—

દુહો.

લાભ તણો નવ લોભજ કરવો, જો હાનીરે' દૂર; ભલા૦
એકજ હાનિ ઉપજતાં, સો લાભ હણાય જરૂર. ભ૦ ૭૦

ભાવાર્થઃ—હે રાજા જો હાનિ ન થતી હોયતો લાભ માટે તલસવું નહીં. કારણ કે એક હાનિએ કરેલું નુકશાન સો લાભ પણ વાળી શકતા નથી, એ અનુભવી માણસોનો સિદ્ધાતછે, માટે આ વર્ષ હાનિકારક ન હોવાથી સા-

રૂંજછે એમ સમજવું. ૭૦. પછી જોશીએ રાણી મળસું-દરીનું વર્ષ ફળ હાથમાં લીધું અને તે તપાસીને બોલ્યા કે:-હે રાણિજી! આપનું આ વર્ષ એવું સારૂંછે કે શરીર સા-રી પેઠે નિરોગી રહેશે. પણ બુદ્ધિભુવન આ વર્ષમાં ત-મારૂં બગડયું તેથી મનમાં દુષ્ટ વિચાર થયાં કરશે. ટુંકામાં એકે આ વર્ષમાં તમારી પાપ બુદ્ધિ રહેશે. આટલું કહીને જોશીએ આશીર્વાદ દીધો અને મળસુંદરીને તેનું વરસ-ફળ આપ્યું. એટલામાં રાજા બોલી ઉઠયા કે,—હવે તમે આ સતીનું વર્ષફળ અને જન્મોત્તરી જુઓ જોઇએ. એ-મના ગ્રહ કેવા છે? આ પ્રમાણે રાજા બોલ્યા એટલે મળ-સુંદરી રાજા તરફ ધ્યાન દેઈને જોવા લાગી. જોશીએ સ-તીની જન્મોત્તરી જોઈને કહ્યું કે એ બાઇના ગ્રહો એવા તો ઉંચા છે કે તે કોઇ મહોટા રાજાની પટ્ટરાણી થશે. મોલીભુવન શિવાય એમનાં બધાંય ભુવનોમાં સારા સારા ગ્રહો આવીને પડયા છે. એ બાઇ સતી શિરોમણી છે. આ સાંભળીને રાજા બોલ્યો:—હે જોશીરાજ! એમના ગ્રહ એ-વા સારાછે? આ સાંભળી મળસુંદરી પોતાના વર તરફ એકે નજરે જોવા લાગી. જોશી બોલ્યા કે હે રાજા એ બા-ઇના ગ્રહની તમને શી વાત કહું? હું આપને ટુંકામાં કહું છું કે:—

દુહો.

સદ્ગુણ હોય સકળ એનામાં, રૂપ તણો નહિ પાર. બ૦
સતીમાં તેહ શિરોમણી, યશ જાણે સહુ સંસાર. બ૦ ૭૧

રૂપ, પરાક્રમ લક્ષણવંતો, શૂરાનો સરદાર. ભલા૦
દેવાંશિ કોઇ ભૂપતિ એનો, સઘ થશે ભરથાર. ભ૦ ૭૨

વળી જોશી મહારાજે સતીનું વર્ષફળ જોઈને કહ્યું કેઃ—હે બહેન! તારૂં આ વર્ષ શોળમું ચાલેછે. આ વર્ષમાં તારાપર એક છાની પીડા આવી પડશે પણ તું તેમાંથી ભલ્લી રીતે બચી જઈશ. કશી ફિકર રાખીશ નહીં. વળી આ તારૂં વરસ પુરૂં થતાં ઉપર કહ્યા પ્રમાણે કોઇ રાજકુલમાં જન્મેલા પરાક્રમી પતિને પામીશ એવું આ વર્ષફળ કહી આપેછે. આ પ્રમાણે કહી જોશીએ સતીને આશીર્વાદ દીધો અને તેનું વર્ષફળ તથા જન્મોત્તરી તેને સોંપ્યાં.

મળસુંદરી૦—મહારાજ! ત્યારે મારૂં આ વર્ષતો સારૂં ન આવ્યું.

જોશી૦—રાણિજી! એતો કાંઇ આપણા હાથમાં છે? મારૂં પણ આ વરસ એવુંછે કે મારૂં અકાળ મોત થાય. પણ શું કરીએ હિંમત રાખીને મહામાયાનું સ્મરણ કરીએ છીએ. મોતથી તો હવે મારે વૃદ્ધને કાંઇ ડરવાનું નથી, પણ અકાળ મોતથી અવગતિયા થવાય એ એક ફિકર માટે, બાકી તો કાંઇ નહીં. માટે અવગતિ નિવારણ કરવાને જગંદબાની ઉપાસના કર્યા કરીએ છીએ. શું કરિયે?

## દુહો.

**સુખ કારણ ઉદ્યમ કરીયે, પણ ફળતો કર્માધાર,**
**સફળ હોત જનના કરમાંતો, દુખિ ન થાત સંસાર. ભ૦ ૭૩**

ભાવાર્થઃ—સરવે આપણે સુખ માટે મથીએ છીએ પણ સુખ મળવું તે આપણા હાથમાં નથી માટે સંતોષ રાખવો. કેમકે જો માણસના હાથમાં સઘળું હોતતો કોઇ આ સંસારમાં દુઃખી રહેત નહી. ૭૩. હવે રાજાએ જોશીને ઘટે તેવું ઈનામ આપીને વિદાય કર્યા. મળસુંદરીની રજા લઈને સતી પણ પોતાના રેહેવાના ખંડમાં ગઇ. મળસુંદરી તથા રાજા પણ રાત્રી વિશેષ જવાથી સુઇ ગયાં. રાજાતો નિંદ્રા આવવાથી ઉંઘી ગયા, પણ મળસુંદરીનું મન વિચારથી એટલું બધું ભરેલું હતું કે તેને ઉંઘ આવી નહીં. તેના તરંગ પણ જેમ જેમ રાત ગઇ તેમ તેમ વધતા ગયા. રાત્રીના બાર વાગ્યા હતા તો પણ મળસુંદરીની આંખ ખુલ્લી ફડક હતી. તેની દશા એવી થઇ હતી કેઃ—

દુહો.

વિવિધ વિતર્ક તણા સાગરમાં, ઉઠયા અપાર તરંગ; ભ૦
નિદ્રા નાઠી નેણ તજીને, આળસ તજી તે અંગ. ભ૦ ૭૪

ભાવાર્થઃ—જુદી જુદી કલ્પનાઓ એના મનમાં થવા લાગી અને તેથી તેની આંખમાંથી ઉંઘતો જતી રહી અને શરીરમાંથી આળસ પણ જતી રહી. તે ખુલ્લી આંખે પડી પડી મનમાં વિચાર કરતી હતી કેઃ—સગી માની જણી બેનનો પણ વિશ્વાસ કરવાનું કામ નથી તો માશીની દીકરીનો તે વિશ્વાસ કેમજ થાય? જોશી સતીની જનમોતરી ૯ યા વર્ષ ફળ જોતા હતા એટલામાંતો મારા પતિ બોલી ઉઠયા કે—હવે તમે આ સતીનું વર્ષફળ તથા જન્મોતરી જુ-

ઓ જોઇએ—તે શું કાંઇ મનમાં હયા વગર! વળી જોશીએ સતીના ગ્રહ સારા છે એમ કહ્યું ત્યારે પણ રાજા બોલ્યા કે,—હે જોશી મરાજ એમના ગ્રહ એવા સારાછે?—તે પણ શું સતી તરફ મન ગયા વગર ? અરે એતો મારાથી સઘળું સમજાય છે. વળી તેઓ મને વારંવાર કહેછે કે સતીને જે જોઈએ તે આપજે, તેમાં મારી બીક રાખીશ નહીઃ— એ સર્વેનો અર્થ હવે મને સમજાયછે, અરે વળી મારા દેખતાં તે દહાડે ખજાનચીને કહ્યું કે સતીની દાસી જેકાંઇ લેવા આવે તે તમારે વગર પૂછે આપવું; અરે પુરૂષો કેવા છો ઘડીકમાંઆ સ્ત્રી સારી ને ઘડીમાં પેલી સ્ત્રી સારી. અરે હું એમની વાતચીતપર સર્વ સમજી ગઇ છું.

### ચોપાઈ.

મનમાં જેવું હોય વચન તેવાં ઉચરે,
તેનો ચતુર નર તોલ જરૂર પલમાં કરે. ૭૫

અરે! શું હું ચતુર નહી તો મૂર્ખ છું. અરે હુંતો સઘળું સમજી જાઉ એવી છું. વળી જોશીએ કહ્યું કે એ કોઇ રાજાને પરણશે. બીજો કયો રાજા એ સતીને ઓળખે છે? અરે એતો એજ. એનું રૂપ જોઇને ભરમાયલો મારો પતિજ એને પરણવાને ઇચ્છેછે. અરે એ રાંડનું રૂપ પણ તેવું ખીલ્યું છે તો!! તેદહાડે પ્રધાનના દીકરાની વહુ પણ મારે સાટે એને રાણી ધારીને પગે પડી, અરે હું આવું જાણતી હોતતો સાસરવાસામાં શોક લાવત શું કરવા? મારી માનોજ રાંડનો વાંક કે મારી જોડે એને મોકલી. મારામાં

કાંઇ તે વખતે ગતિ હતી? હું કહુંજતો કે બા મારી જોડે સતીને મોકલે તો મને ગમે? હું એને મારી જોડે સખી ધારીને લાવી, અને રાંડ એતો શોક નીવડી. ફિકર નહીં. હજુ ઉપાય મારા હાથમાં છે. ગમે તે ઉપાય શોધી કાઢીસ પણ શોકનું સાલ નહીં પેસવા દેવું. હજી મને વધારે તપાસ કરવા દે. એક ફેરી તેલ જોઉં તેલની ધાર જોઉં પછી વાત,

### દુહો.

ભલું ભર દરિયે બૂડવું, ભલો કરવો અગ્નિ પ્રવેશ૦ ભલાજીરે
ભલું રે વિંધાવું ભાલડે, પણ શોક ભલી નવ લેશ. ભ૦ ૭૬

આવા આવા વિચારમાંને વિચરમાં આખી રાત ચાલી ગઇ. વહણું વાયું. રાજા ઉઠયો અને પોતાની સ્ત્રી આંખો રાતી થયેલી જોઇને બોલ્યો કે પ્રિયે! તારી આંખો પણ આજે સતીની આંખોની માફક રતાશથી ઘેરાયલી છે, એમ કેમ? બિચારો રાજા જાણતો નહોતો કે રાણી આખી રાત વિચારમાં ને વિચારમાં જાગ્યાં છે. રાણીએ તેનું આવું પુછવું સાંભળીને મનમાં વિચાર કર્યો કે નક્કી આ મારો પતિતો સતીના વિચારમાંજ ગરક થઇ ગયો છે. વહાણામાં ઉઠયો ત્યારથી સતીનીજ વાત! પછી રાણીએ જબાબ દીધો કે સર્વે સતીના જેવા કયાંથી હોય?

રાજા કહે પ્રિયા! ખરે એનું જેવું રૂપ છે તેવાજ એના ગુણ અને ભાગ્ય છે. જો જે જોશીએ કહ્યું છે એમ એ નક્કી સુખી થશે, હશે, તારી બહેન સુખી થશે,

હશે, તારી બેહેન સુખી થશે તો તારે પણ ખુશી થવા જેવુંજ કનિ? રાણીએ મનમાં વિચાર્યું કે હવે એની સ- તી સાથે લગ્ન કરવાની ઈચ્છા છે એમ આવા બોલવા પરથી સમજાય છે, શું હું શોક લાવીને ખુશી થઉ? બ- ળી એ ખુશી!!! પછી રાણીએ રાજાને જવા- બ દીધો કે તમારે પણ એમાં ખુશી થવાનું કની? રાજા કહે, હા, શા માટે નહીં? પણ હવે સતી ઉમરે આવેલ છે, તેને હવે તો હજાર ચીજની જરૂર પડે માટે તેને જે જોઇએ તે તમારે આપવું. તારી બહેન છે એટલે તું ભૂલે તેમ તો નથી. પણ મારે મારી ફરજ બજાવી કહેવું જોઇએ. મેં ખજાનચીને પણ પરાંને તેવોજ હુકમ કર્યો છે? કેમ ઠીક કર્યું કેની? એટલું બોલીને રાજા દાતણપાણી કરવાને નીચે ગયા...

રાજા સતી ઉપર જે કૃપા દૃષ્ટિ રાખતો હતો તે બધી પોતાની રાણી મળસુંદરી ને સારૂં લગાડવાને માટે, તે સતી ઉપર જરીક પણ મોહિત થયેલો નહોતો; અને સતીને પણ રાજાપર કાંઇ મોહ થયો નહોતો, મળસુંદરીના મનમાં જે વહેમ આવ્યો હતો તે બધો મિથ્યા હતો. રાજા હેઠળ ગયો એટલે તે એકલી વિચાર કરવા લાગી કે, જો એ મારી બહેન છે અને હું એની ખબર જોવામાં બાકી રાખું તેમ નથી તો એ મને શામાટે એની ફિકર રાખીને ખજાનચીને અને મને આવી આવી સુચનાઓ કરવી પડે? અરે એ- જેવું મનમાં હોય તેવુંજ બહાર આચરણ થાયછે. અરે એ

ગમે તેવી જુક્તિથી મારી જોડે વાત કરે તેમાં શું થઇ ગયું? મારી બુદ્ધિ શું પાતાળે પેઠીછે? હું શું નહાનું છોકરૂં છું? અરે હું તો માણસની આંખમાંથી સમજી જાઉં અને બોલે બોલેથી તેને પકડી લેઉં.

## ચોપાઈ.

મન અંદરનો પ્રેમ ન ઢાંક્યો તે રહે;
નેણ વેણ પરખાય ભલે મુખે કંઇ કહે. ૭૭

પછી દશ અગીઆર વાગતાં રાજાજી તો જમી કરીને દરબારમાં જઇને બેઠા, મળસુંદરી હવે શોકનું સાલ આવીને ના પેસે તેનો ઉપાય શોધવા લાગી; તેણે નિશ્ચય કર્યો કે સતીને હું મારી મા પાસે મોકલાવી દેઉં, વળી પાછો તેને વિચાર આવ્યો કે) મારી મા એમ ધારસે કે "મારી એની બેનની દીકરી પલવાઇ નહીં, અરે હજીતો હું જીવુંછું, પણ જ્યારે મારૂં શરીર ન હોય ત્યારે મારી બેનની દીકરીની સંભાળ મારી દીકરી શું રાખે?" આવો વિચાર કરીને મારી માને ખેદ થશે. પણ ફરીને તરત મળસુંદરીના મનમાં એવો તરંગ આવ્યો કે, માની મારે શી દરકારછે? કાંઈ એને માટે શોક આણીને મારો મનખો હું મારે હાથે બગાડું? એનીબહેનની દીકરીને હું પાળું, પણ મારી શોકે થવા દેઉં? રાજાની રાણી થવું કોને ન ગમે? વળી એતો ભૂખડુંની દીકરીછે; મારો ધણી હોઠ બહાર જરી વાત કાઢે કે તરતજ એતો રાંડ હા કહે, અને શું? એની આવી બહેનની દીકરીનું મારે શું

કામ છે? રાખ બાઇ તારી પાસે તારી ભાણેજ છે, ચહાય તો ન્યાલ કર. પણ હું તો એને મારી શોક થવાને અ-હીંઆં મરણાંગતે પણ રાખવાની નહીં. કાલે હુંતો મારી મેળે તૈયાર કરીને મારી માની પાસે તેને મોકલાવી દઇશ. વળી ઘડીક થઇ એટલામાં તો પાછો મળસુંદરીનો વિચા-ર બદલાઇ ગયો. તેના મનમાં હવે એમ આવ્યું કે,–"અ-રે મારી મા પાસે પણ મોકલીને હું શો સાર કાઢીશ? મા-રો ધણી કાંઇ એને ઓલખતો નથી? એની નજર આગળ તો સતી કેટલા દિવસ લગી રહી છે? એ તો સતીને સં-પૂર્ણ રીતે ઓળખે છે. માટે વિપર મોકલીશ તોપણ તેને તે કાંઇ ભૂલી જવાનો છે? અને નહીં ભૂલી જાય તોએને ત્યાંથી અત્રે પકડી મંગાવતાં કાંઈ મારા ધણીને વાર લા-ગવાની છે? મારો બાપ તો થોડાં ગામનો ઠાકોર છે, અ-ને આ મારો ધણી તો મોટા રાજનો ધણી છે, મારાં માબાપ રાજી ખુશીથી સતીને એની સાથે ના પર-ણાવે તો લઢીને પણ એ કન્યાને મારો પતી ધારે તો પ-રણે. મારા બાપનું રાજ્ય મારીને લૂટી લે. હવે શો ઉપાય? ઉપાય રચવો તો એવો કે ફરિને મારો ધણી સતીનું મુ-ખ ન દેખે. એને ઉંઘતીજ ઉઠાવરાવીને કોઇ અરણ્યમાં મોકલાવી દેઉં? અરે, ના, ના, એતો વખતે જીવતી આવે અને પાછી મારી કટ્ટી દુશમન શોક થઇ ને બેસે, અરે! કટ્ટી દુશમન શોક થઇને બેસે શું? એને તો ઠેકાણેજ ક-રાવી દેવી. અરે, પણ એને મારી નંખાવું તો ખરી પણ

પાછું મુદ્દાસર ખુન થયેલું પકડાય તો મારો ધણી મને પણ ફાંસીએ લટકાવ્યા વગર છોડે નહીં. ઝેર દેઈએ તો-પણ વખતે પકડાય. અરે, પણ ત્યારે કરવું કેમ?" મળસું-દરી આવા વિચારમાં પડી છે એવામાં તેની બે દાસીઓ વાતો કરતી કરતી આવે છે. તેમાં એકનું નામ જવલી હતું તથા બીજીનું નામ જુગલી હતું.

જવલી.—અલી જુગલી તું ખરૂં કહેછે? મારા સમ?

જુગલી.—રાંડ, તું તો માને નહીં તારા સમ.

જવલી.—હોય બાઇ! એવાય વિધાના બળીયા પડચાછે.

જુગલી.—અરે બળિયા બળિયા શું કરે છે? બળિયા તે મુઆ એવા કે નગરશેઠનો દીકરો આમ ફુદાની પેઠે મરી ગયો. જવાન પાહાડજેવો હતો પણ ફાટી ગયો એક ઘડીમાં. ગઇ કાલ બપોરે તો આપણા રાજા સાહેબ પાશે કાંઈ કા-મ હતું તે આવ્યો તો, અને અત્યારે બાંધી ઓ ફુંકી બા-ળવાએ લેઇ ગયા.

આ સાંભળીને રાણીએ કહ્યું કે,—અલી જુગલી! શું ફુંકી બાળવા લેઇ ગયા શેની વાત કરેછે ને કોની વાત કરે છે?

જુગલી.—બાઇ સાહેબ! એ તો આપણા નગરશેઠ નો બાવીશ વર્ષનો દીકરો મરી ગગો. કાલે તો આપણા દ-રબારમાં આવ્યો હતો લોકો કહે છે કે એની ઓરમાન માએ કાંક કરાવ્યું તે છોકરાનો દમ એક પલમાં જતો રહયો. આપણા રાજાજી તો જાદુને માનતા નથી એટલે કેમ કરવું? નિકર તો એ રાંડ ઓરમાન માને અને એવાં

કરતુક કરનારને અવળી ઘાણીમાં ઘાલીને પીલાવી નાંખવાં જોઇએ. કેમ બાઈસાહેબ! ખોટું કહું છું? સો મરજો પણ સોનો પાળનાર અખંડ જીવજો. આ સાંભળી રાણીએ જાણ્યું કે હવે પત્તો બેઠો.

રાણી.—પણ એવો જાદુનો કરનાર કોણ કહેવાયછે!

જુગલી—પેલો મલીનવિજય; નહીં પેલો ઢુંડીઆનો ગોરજી છે તે; આપણી હવેલી નીચે થઈને જાયછે તે.

રાણીએ મનમાં વિચાર્યું કે હવે આપણે એ ગોરજીને બોલાવીને મારણ પ્રયોગ કરાવીને એ રાંડનું સાલ ટાળવું. જાદૂથી માણસ મરી જાયછે તે માણ સસ્વાભાવિક મોતથી મરી ગયા જેવું જણાય છે. એથી પકડાવવાનો તો ભો નહીં વળી મારી માને પણ જવાબ દેવા થાય કે એતો અચાનક મરી ગઇ અને પછી સઉ એને બાળવાને લેઈ ગયા.

હે વાંચનાર! જોયું? જે મળસુંદરી સતીને બેહેન બેહેન કરતી હતી, જે જોઇએ તે આપતી હતી, અને સગી બેહેન તો શું પણ સગી માના જેવી સંભાળ રાખતી હતી તેજ મળસુંદરી મિથ્યા વેહેમ ખાઇને શત્રુ માફક સતીનો પ્રાંણ લેવા તૈયાર થઇ. અદેખાઇથી માણસ શું ન કરે? અદેખાઇને લીધે પુરૂષો પણ અવળે રસ્તે વર્તતાં વાર નથી કરતા તો સ્ત્રીના હૃદયમાં તે અદેખાઇ પેસે તો શી બાકી રહે? અરે આ વખતે મળસુંદરી પોતાનું ભણતર પણ ભુલી ગઇ; અને જાદુગર ગોરજીમાં માણસનો જીવ લેવાની શક્તી છે એ વાતને સહેજમાં માની. અદેખાઇએ

સ્ત્રીઓનું હૃદય આંધળું થાયછે ત્યારે તેઓ વિનય વિવેક ભૂલી જાયછે. આવીજ અવસ્થામાં મળસુંદરી આવી પડી હતી. માણસ જાતનું મન નિરબળ છે અને તેમાં પણ સ્ત્રી જાતીનું મન અધિક નિરબળછે. તેમનું મન ભમી જતાં વાર લાગતી નથી. પેલી દાસીઓ ગઇ એટલે પોતાનીજ એક નવી રાખેલી વિશ્વાસુ દાસીને પોતાની પાસે બોલાવી, અને મલીનવિજય ગોરજીને તેડવા મોકલી. કેમકે તેની બીજી દાસીઓ તેના બાપના ઘરની તથા તેના પતિના ઘરની હતી તેથી તેમનો આવા ધાના કામમાં વિશ્વાસ કરવો તેને યોગ્ય ન લાગ્યો. તે દાસી છાનીમાની જઇને મલીનવિજયની પાસે પગે લાગી; અને કહ્યું કે મારી બાઇએ તમને આજ રાત્રે તેડયાછે. આપ અમારી રાણીસાહેબના મેહેલની પાછળ કોટમાં બારીછે ત્યાં આગળ આવીને બારવાગે ઉભા રહેજો. હું બાર વાગતાંજ તે બારી ઉઘાડીને આપને અંદર મારી બાઇ પાસે લેઈ જઇશ. આ સાંભળીને ગોરજી બોલ્યા કે, "કાંઇ ફીકર નહીં રાણીસાહેબનું કામ છે તો હું આવીશ. પણ સઘળું કામ સાવચેતીથી ચલાવવું. જો બીજો કોઈ વાણીઓ જતી થયો હોય તો તેની આવા કામમાં હિમત ન ચાલે. પણ હું ઠાકરડાનો દીકરો છું એટલે ડરું તેમ નથી મેં તો મેલી વિદ્યા સાધવાનેજ આ ધર્મની દિક્ષા લીધીછે;" આ સાંભળીને પેલી દાસીને પણ હિંમત આવી કે કોઇ વાણિયા ભાઈ જોડે કામ નથી પડયું તે ઠીક થયું છે, નિ-ડર અધવચમાં વખતે લુંટાઇએ. પછી દાસી મળસંદરી

પાસે આવી સઘળા સમાચાર કહ્યા. તે રાત્રીએ રાણી રાજાના મહેલમાં ના સુઇ રહી, પણ પોતાનો ઇલાયદો મહેલ હતો ત્યાં સુઈ રહી અને રાજાને કહાવ્યું કે મહારાજા આજે રાત્રીએ મારે વિષ્ણું પુજન કરવુછે કેમકે આજ એકાદશી છે માટે આપણા ગોરને પુજા કરાવવા નવ વાગે મોકલવા કૃપા કરશો; વિષ્ણું પુજન કર્યા પછી હું ને મારી સખીઓ ગોરના દીકરાની વહુ પાસેથી કાંઇ શાસ્ત્રની વાર્તા સાંભળીશું પછી મોડાં સુઇ જઈશું. રાજાને પોતાની સ્ત્રી દુરાચરણી નથી એ વાતની ખાતરી હોવાથી તેનું કહેલું કબુલ કર્યું.

## દોહરા.

ધર્મતણે બાને બધું, જગત જરુર ઠગાય;
ધર્મતણો પણ મર્મ લઇ, સમજુ સુખિયા થાય. ૭૮
વનિતા વૃત બહુ આચરે, અંતર કુટીલ વિચાર;
આચરવા દેતાં વૃતો, કરે વિવેકી વિચાર. ૭૯
પુજન કરવા જાય પણ, પાપ તણી ઉર આશ;
પૂજન દર્શન તે થકી, કુડો કરે વિનાશ. ૮૦

અદેખાઇના પાસમાં સપડાયલી મળસુંદરી ધર્મને બાને પોનાનું કામ પાર પાડવા તૈયાર થઈ તો. વ્યભિચારમાં ભળેલી સ્ત્રી પણ સહેલામાં સહેલા સ્વાર્થ સાધવાના ઉપાય તરીકે ધર્મનો ઢોંગ કરે એમાં શી નવાઇ! હાલના વખતમાં પણ એવું પોગળ ઓઢું ચાલતું નથી.

રાજાએ વખત પ્રમાણે ગોરને મોકલ્યા. ગોરે મળસું-

દરીને વિષ્ણુંનું પુજન કરાવ્યું અને પછી ઘેર ગયા. પછી પવિલાએ ધર્મ સબંધી થોડુંક વ્યાખ્યાન કર્યું. આ વખતે સતી તથા મળસુંદરીની બીજી સખીઓ પણ આવી હતી. સાડા અગીઆર વાગ્યા એટલે નળસુંદરીએ સઉને પોતપોતાને સ્થાને જવાની રજા આપી; અને બોલી કે "આજે આપણે આટલું જાગરણ કર્યું તેથી એટલો વખત સત્કર્મમાં ગયો. ભલા! આપણાથી અધિક ન થાય તો આપણા ગજા પ્રમાણે; મને તો એમ થાયછે કે જાણે આખી રાત જાગ્યાં હોઇએ તોયે સારૂં, પણ મારાથી વધારે જાગી શકાતું નથી એટલે લાચાર છું" આવી આવી ઉપરથી સારી વાતો મળસુંદરી કરતી હતી પણ મનમાં તો એમ થતું હતું કે આ સર્વે ક્યારે જાય કે ગોરજી અત્રે આવે અને સતીને ઠેકાણે કરી નાંખવાની યુક્તિ કરૂં!

**દોહરો.**

મુખે બોધ બહુ વિધ કરે, હૃદય માંહિ તલવાર;
ધર્મ ઠગો કૂટિલ જન, તેનો એજ પ્રકાર. ૮૧
સઉને સારા શબ્દથી, કરીને ઠંડાગાર;
સાધે સઘળા સ્વાર્થને, એ કાપટ્ય વિહાર. ૮૨

આ પ્રમાણે સઉને સમજાવીને મળસુંદરીએ કાઢયાં. હવે પોણાબાર થયા. દાસી અને રાણી બને ગોરજીની વિદ્યા વિષે ચર્ચા કરતાં હતાં. રાણી અધીરી થઇને બોલી,—અલી દાસી જાને, પાછલી બારી ઉઘાડીને જો તો ખરી કે જતી આવ્યોછે?

દાસી—બાઈસાહેબ, હમણાં બાર વાગે કે જાણે. વહેલી જાઉ ને વખતે જતી ના આવ્યો હોય તો બારણાં ઉઘાડાં રાખીને ના બેશી રહેવાય. કોઇ વખત છે ને જુવે. વળી બારણાં વારંવાર વાસ ઉઘાડ પણ થાય નહીં કેમકે કોઇ જાણે. માટે હું વખતસર જતી કે બારી ઉઘાડીને જતીને અંદર લેઇ લેઇશ. તમારે ફીકર ન રાખવી. તમારા કરતાં મને એ વાતની બહુ કાળજી છે, કેમકે તમે મને તનની જાણીને કામ સોંપ્યું છે.

રાણી.—હા બહેન, અને તારા જેવાં માણસ પણ સોમાં કોકજ.

દાસી.—બાઇસાહેબ, તમારે કાજે તો આ મારૂં માથું આપું. બા સાહેબ તમારૂં અન્ન ખાઇએ છીએ કની?

એટલે બાર વાગ્યા કે દાસીએ હાથમાં કુંચી લીધી અને તે વની કોટની પાછળની બારી ઉઘાડી. જતી પણ આવીને વખતસર ઉભો હતો, તેને તેણે તરત અંદર લેઈ લીધો અને ધીમે લેઇને પાછી બારી વાસી દીધી. જતીને રાણી પાસે ત્રીજે માળ લઈ ગઈ. રાણીએ જતીને ઝવાર કહ્યા. જતીએ ધર્મ લાભ કહ્યા. પછી ત્રણે જણ બેઠાં.

દુહો.

સેથા વાળો સેવડો, તેણે તેડયો ત્રીજે માળ; ભલાજી૦
માશી જાઇ બેનડી, તેનો કરવા કાજે કાળ. ભલા૦ ૮૩

આ મલીનવિજય ગોરજીને કેટલાક દિવસથી બ્રહ્મ-રાક્ષસ સાધવાની ઇચ્છા હતી. પણ બ્રહ્મરાક્ષસ થનારો

માણસ કોઇ ઘણોજ વિદ્વાન બ્રાહ્મણ જોઇએ. એવો વિદ્વાન બ્રાહ્મણ મારી નાંખવાને ગોરજીને ક્યાંથી મળે? ગોરજીએ સર્વ ઠેકાણે ખાતરી કરી લીધી હતી કે કાજીના જોશી ભાનુશંકર આખા શેહેરમાં ઘણાજ વિદ્વાન છે. પણ જોશી આવા રસ્તામાં પડ્યાછે કે જતીના હાથમાં આવે. જોશી આવાનો જૈનધર્મીનું મ્હોડું પણ જોવામાં પાપ ગણતા તો જૈનધર્મીના તપાનો વિશ્વાસ કરેજ શેના? આજે એ જતીના મનમાં એવો વિચાર હતો કે રાણીને ગમે તેમ સહ્મજાવીને એ જોશીને મારીને સાધીને બ્રહ્મરાક્ષસ બનાવું અને મારે વશ કરૂં તો એ બ્રહ્મરાક્ષસ મારાં ઘણાં કામ કરે.

હવે શું કહેવું તેની રાણીને ગમ પડતી નહોતી. તેથી તે ગુમ થઇને બેશી રહી હતી. માટે ગોરજીજ પેહેલો બોલ્યોકે—રાણી સાહેબ! મને આપે દાસીને તેડવા શા માટે મોકલી હતી? મને શો હુકમ ફરમાવોછો.

રાણી૦— મારી માશીની દીકરી સતી મારી સાથે કેટલાક દિવસથી અહીં આવી છે. તેના પર રાજ સાહેબ મોહિત થયા છે. છેવટે એ મારી શોક થઇને બેસશે માટે એને મારણ પ્રયોગ કરીને આલોકમાંથી પરલોકમાં પોચાડવા આપ કૃપા; કરો મારૂં માથું તમારા ખોળામાં છે. આ સંકટ માંથી આપ ઉગારશો તોજ ઉગરાશે. આખા દેશમાં તમારી વિદ્યા વખાણાય છે.

આ વખાણ સાંભળીને ગોરજી ફુલાઇ જઇ બોલ્યા

કે— રાણી સાહેબ, એમાં તમારે ફિકર ન કરવી. એવાં કામતો રાજા રજવાડામાં અમે બહુ કર્યાં. દેશ દેશથી રાણીઓ તેડવા મોકલેછે. વળી જેનું કામ હાથ લીધું તેનું પોબાર વાગ્યા વગર રેતું નથી; માંથે એટલો તો ગુરૂનો હાથો છે. ફિકર ના કરો. તમે પણ જાણશો કે એક જતીનો મુંડેલો મળ્યો હતો. હું પૈસાનો ભુખ્યો નથી. ભલાં! તમે સંભારશો તો ખરાં. પાછો ગોરજી અજાણ્યો થઇને પૂછેછે કે—એતે પરણેલી છે કે કુંવારી છે?

રાણી૦—મહારાજા! મેં કહ્યું કે માશીની દીકરી શોક થઇને બેસશે. પરણેલી હોયતો તે વળી ફરીને પરણતી હશે? અમારા ખરા રજપૂતમાં એવો ચાલ છે? એતો કુંવારી છે માટેજ મને ડરછે ને? ગોરજીએ વિચાર્યું કે હવે મારેબોલવાનું ફાવશે. ગોરજી બોલ્યો કે,—રાણી સાહેબ, એ કુંવારી છે માટે એના પર જાદુ ચાલે તેમ નથી, માટે હું કહું તેમ કરો તો એવાત બને. એને માટે અમારે એક બ્રહ્મરાખસ સાધવો પડશે. તેમાં એક ખૂબ ભણ્યા ગણ્યા બ્રાહ્મણને મારવો પડશે. માટે એવો બ્રહ્મણ તમારે અમને આણી આપવો પડશે. તેને માટે એક મકાન અમને હાલ સોંપવું પડશે બાકી ગમે તો આખા જગત્માં પણ બીજા કોઇ જાદુથી એનો વાંકો વાળ થવાનો નથી.

રાણી૦— પણ એવો જોઇએ તેવો બ્રાહ્મણ હું ક્યાંથી શોધી કાઢું. પડદામાં રેનારી હું કોઇને ઓળખું પારખું છું? જો એવો બ્રાહ્મણ હોય તો એને ફાંદામાં તો અમે તેમ

કરીને નાખએ; એમાં કાંઇ વાર ન લાગે. મકાન તો જોઇએ તેટલાં છે. એવો બ્રાહ્મણ બ્રાહ્મરાક્ષસ થવા લાયક આ શહેરમાં કોણ છે?

ગોરજી૦—એતો હું તમને કહું. આ શહેરમાં રાજાજીના જોશી ભાનું શંકર સઉથી વિદ્વાનછે. એને જો બ્રહ્મરાખસ બનાવ્યો હોય તો એના જેવો એકે નહીં.

રાણી.—ત્યારે એને સપડાવવોતો સહેજ. એને તો મારાપર જરીકે વહેમ ન આવે; માટે સહેજ હાથમાં આવી જાય.

દુહા

સ્વારથિયાને આંધળામાં, અંતર છે ન લગાર. ભ૦
ન જુવે પારકું પોતાનું, જેને સ્વારથ શુ વે'વાર. ભ૦૮૪
હત્યા કરતાં તે ન ડરે, જેનુ મન સ્વારથમાં જાય. ભ૦
એકનિ સાટે બે જીવ હણતાં, સ્વારથિ ના ખચકાય. ભ૦
સ્વાર્થિ હણે સુત સુંદરિને, જન સ્વારથિ હણે પિતુમાત. ભ૦
સ્વાર્થિ ગણે નહિ ભગિનીને પણ,સ્વાર્થિ હણે નિજભ્રાત.ભ૦૮૬
સ્ત્રી હત્યા બ્રહ્મ હત્યા ને પણ, કરતાં તે ન લજાય. ભ૦
સજ્જન કોઇક સ્વાર્થ તજીને, પરહિત ચિતમાં ચ્હાય. ભ૦ ૮૭

સ્વાર્થના સાગરમાં ડુબેલી મળસુંદરીએ પછી ગોરજી મલિનવિજયને દરવાજા બહારનો બંગલો આપાવ્યો અને ત્યાં તે બ્રહ્મરાખસ બનાવવાની અને સાધવાની પહેલાં કરવાની ક્રિયા કરવા રહ્યો. પછી તેજ બંગલે પેલા જોશી ભાનુશંકરને જમાવાને તેડ્યા; બીજા બ્રાહ્મણોને પણ જમવા તે-

ડયા હતા, પણ ભાનુશંકરને કહ્યું હતું કે તમે વહેલા પધારજો. ભાનુશંકને પણ બિજા કોઇ શેઠને ઘેર ગ્રહશાન્તિ કરાવવા જવું હશે માટે વહેલા વહેલા આવ્યા, મનમાં એમ કે વહેલા જમીને પરવારીનેજ જઇશું; આગવા ઓરડામાં બેઠેલી રાણીએ કહ્યું કે મહારાજ! અંદરના ઓરડામાં પધારો; આપને જમવાને માટે અંદર આસન અને પત્રાળા વિગેરેની સોઇ કરીછે. આ સાંભળીને જોશી મહારાજ અંદર દોડયા કે ઝટ જમી લેઇને ગ્રહશાન્તિ કરાવવા જાઉં, પણ અંદર મલિનવિજય અને તેના બે ચેલાઓ તૈયાર હતા; તેમણે સર્વે મળીને જોશી મહારાજને બીચરાને સ્વર્ગમાં પહોચાડી દીધા. મલિનવિજયે તેની ખોપરીને પગની તળીઓ કાઢી લીધી. મડદું પ્રથમથી તૈયાર રાખેલા ખાડામાં ડાટી દીધું, જગો હતી તેવી કરી દીધી; બીજા બ્રહ્મણોને પછી જમાડીને કાઢયા; રાણી પાછી પોતાના રહેવાના બંગલામાં આવી, સાંજ પડી કે જોશીને માટે શોધા શોધ થઇ રહી. રાજાને રાણી બંને બેઠાં હતાં ત્યાં જોશીના વિદ્યાર્થી ખબર કાઢવા આવ્યા કે મહારાજ! અમારા જોશી મહારાજ જડતા નથી તે જમીને કયાં ગયાછે? રાણી હસ્તે મોઢે ધીમે રહીને બોલી, ભાઈ જોશી મહારાજનેતો કાંઇ બારણે જવું હતું માટે અમને કહ્યું કે મને વેહેલું પીરસો, તેથી વહેલા જમીને ગયાછે. કાંઇક કહેતા હતા ખરાકે મારે ગ્રહશાન્તિ કરાવવા જવું છે. વિદ્યાર્થીઓ કહેકે,—હા ન્યાલચંદશેઠને ત્યાં ગ્રહશાન્તિ કરાવ-

વા જવું હતું, પણ તેમને ત્યાંનો તે નથી આવ્યા, માટે તેમણે પણ બીજા બ્રાહ્મણને બોલાવીને કામ ચલાવી લીધું. અમે જઈને હવે બીજે કાંઈ શોધ કરીશું, કેમકે તમારે ત્યાંથીતો ક્યારનાય નીકળી ચુક્યાછે.

રાણીઃ—હા, અમારે ત્યાંથીતો ક્યારનાયે જમીને નીકળ્યાછે. જોશીનું શું થયું એ વાત શહેરમાં થોડા દિવસ ચરચાઇને રહી ગઈ. પેલા મલિનવિજય જતીએ જોશીને પોતાની મેલી વિદ્યાના જોરથી બ્રહ્મરાક્ષસતો કર્યો; પણ મહામાયાના ઉપાસક તે બ્રહ્મરાક્ષસ થયેલો જોશી તે ગોરજીને વશ થયો નહીં. છેવટે રાણીને ગોરજીએ એમ સમજાવ્યું કે આ ઓરડામાં સતી આવી રહેશેતો તેને એ બ્રહ્મરાક્ષસ ખાઇ જશે; માટે ગમે તેમ કરીને સતીને આ બંગલામાં રહેવા મોકલવી, હવે રાણીએ સતીને તે બંગલામાં રહેવા મોકલવાનો ઉપાય રચવા માંડ્યો. સતીનું શરીર એવામાં જરીક કથળ્યું. એટલે મળસુંદરીએતો રાજાને તથા સતીને કહ્યું કે સતીનું શરીર સુધરે ત્યાં લગી તે હવા ફેરબદલ કરવાને શેહેર બહાર આપણા બંગલામાં જઇને થોડા દહાડા રહેતો સારૂં; શહેરમાં બહારના જેવી સારી હવા નથી. રાજાને આ વાત સારી અને લાભ કારક જણાવવાથી સતીને કેટલીક સારી દાસીઓ તથા નોકરો આપીને ત્યાં રહેવા મોકલી. સતીતો બંગલાના ઉપરની મેડીએ રહેતીજ અને બ્રહ્મરાક્ષસ થયેલો પેલો જોશીતો નીચેના ઓરડામાં રહેતો. આ ઓરડોતો બંધ રહેતો કેમકે તેમાં

અજવાળું તથા હવા જોઇએ તેવાં ન હતાં. સતીનું શરીર તો પાછુ પાંચ સાત દિવસમાં સારૂં થઇ ગયું એક દિવસ તે સવારમાં નાઈ ધોઇને અમથી હેઠળ ઉતરી. તેણે પેલો ઓરડો બંધ જોયો એટલે તેના મનમાં એમ આવ્યું કે તેમાં શું હશે? તેથી તેણે તેની સાંકળ ઉઘાડી અને અંદર પેઠી, તેણે જોયું તો અંદર પેલા જોશી મહારાજ બેઠા બેઠા પાઠ કરતા હતા. આ સમયે બીજું કોઇ માણસ હેઠળ નહોતું સતીએતો જોશીને જોયા કે બોલી ઉઠી—"અરે જોશીબાવા જોશીબાવા તમનેતો સઉ ખોળેછે અહીં કેમ બેસી રહ્યાછો? તમારે માટેતો ખોળખોલ થઈ રહીછે ને તમેતો અહીં બેઠા બેઠા પાઠ કરોછો!! આ આશ્ચર્ય પાંમેલી સતીને જોઇને તે બ્રહ્મરાક્ષસ જોશી ધીમે રહીને બોલ્યોકે—હે ભલી કુમારિકા તું હજુ બહુ ભોળીછે અન સમજતી નથી. હું તને મારી પેટની દીકરી જેવી ધારૂંછું, માટે હું તને જે કાંઇ વાત કહું તેથી ભયને પામીશ નહીં. પહેલાં જે જોશી રૂપે તું મને જોતી હતી તે જોશી રૂપે હું નથી. હું હાલ મરત લોકનો રહેવાશી નથી પણ હું બ્રહ્મરાક્ષસ થયોછું. મને કોઈ પાપી લોકોએ મારી નાખીને મેલી વિદ્યાથી બ્રહ્મરાક્ષસ બનાવ્યોછે. એ વાત જો તારા મનમાં ન આવતી હોયતો જો આ મારા અવળા પગ પણ તું બીહીશ નહીં. હું તને કાંઇ ઇજા કરીશ નહીં. હું તારા ઉપર પ્રસન્નછું. એ પાપી લોકોની મેલી વિદ્યાથી હું કાંઇ બ્રહ્મરાક્ષસ થયો નથી. મારા ભાગ્યમાં એમ હતું

માટે એમ થયુંછે, હાલથી ત્રીજા જન્મપર હું વિદ્વાન્ બ્રાહ્મણ હતો પણ મેં કોઈને મારી વિદ્યા ભણાવી નહીં. માટે મને સરસ્વતીએ શાપ દીધો કે તું ત્રણ અવતાર લગી બ્રહ્મરાક્ષસ થઈશ મેં ફરી મહામાયાની સ્તુતિ કરી ત્યારે તેમણે અનુગ્રહ કર્યો કે જા ત્રિજે અવતારે ફક્ત નવ માસ લગી બ્રહ્મરાક્ષસ રહીશ પછી તારો મોક્ષ થશે. પણ તું બ્રહ્મરાક્ષસ થાય તોપણ ચંડીપાઠનું બ્રહ્મકવચ ભણતો રહેજે નિકર નવ વર્ષ લગી બ્રહ્મરાક્ષસાનો અવતાર ભોગવવો પડશે, માટે આ હું બ્રહ્મકવચ ભણ્યા કરૂંછું. આ પાઠની ચોપડી પણ મને શ્રી સરસ્વતીએજ અમારા ભૂતગણના ઉપરી ભૈરવનાથની પાસેથી અપાવીછે.

સતી૦—મહારાજ! આપનું કેહેવું સઘળું હું સાચું માનું છું. આપે તે દહાડે મારી જન્મોત્તરી જોઇ ત્યારે તમારા ગ્રહ વિષે પણ વાત કરતાં કહ્યું હતું કે અકાળ મૃત્યું થાય તથા અવગતિ થાય એવા ગૃહો છે. મહારાજ હું સવારમાં આપની પાસે પાઠ કરશો ત્યારે ધીનો દીવો મુકી જઇશ. અને આપને જે કાંઇ જોઇએ તો આપ મને કેહેશો એટલે આપની આગળ સઘળી ચીજો રજુ કરીશ.

બ્ર. જોશી૦—પણ આ વાત તમારે કોઇ બીજા માણસને કહેવી નહીં. તમારા મનમાંજ રાખવી. મારો મોક્ષ થવામાં હવે ૭ માસનીજ વાર છે.

સતી૦—કશી ફિકર એ માટે આપે રાખવી નહીં. હું આપને મારા પીતા તુલ્ય ગણું છું.

બ્ર. જોશી૦—બહુ સારૂં. બ્હેન! તું મારી પાસે થોડી થોડીવાર આવી આવીને બેસજે કે, તું પવિત્ર કુમારિકા હોવાથી તું જ્યારે મારી પાસે બેસે છે તેટલીવાર મારા જીવને અત્યંત શાન્તિ રહે છે. તું પુણ્યાત્મા છે.

સતી૦--મહારાજ, આપને જેમ સુખ થાય એમ કરવાનો હું મારો ધર્મ સમજુ છું. આપ સમ વૃદ્ધબ્રાહ્મણના આશીરવાદથી મારૂં ભલું થશે. આટલી વાત કરીને સતી બારણાં ફરીને બંધ કરીને ચાલી ગઈ કેમકે કોઇને કશી વાતની ખબર ન પડે.

આ જોશી બીચારો કેવો ભલો! જોકે મળસુંદરીએ તેનો જીવ લીધો તોપણ તે વાત ઉઘાડી ન પાડી. કેમકે તે રાણીનો તેમાંથી જીવ જાય. અન સતીને તથા મળસુંદરીને વેર થાય. ધન્ય છે આવા ભલા માણસને કે જે પોતાના માથાના વાઢનારને નુકશાન કરવાને પણ ના ઇચ્છેછે. તે જોશી હવે બ્રહ્મરાખસ થયો હતો તેથી જાણુતો હતો કે ગયા અવતારમાં જતીઓ જોઢે સંવાદ કરીને હરાવ્યા હતા અને તેમના માથાં એક રાજાની પાસે કપાવી નંખાવ્યાં હતાં. તેજ ગોરજીઓ આ અવતારે મલિન વિજય તથા તેના બે શિષ્યો થઇ અવતર્યા હતા. આ સર્વે વાતને જાણુનાર તે બ્રહ્મરાક્ષસ જતિયોપર વેર ન રાખતો હતો. તે તો મહામાયાના આરાધનમાં મચ્યો હતો. તે બીચારાનો મોક્ષ થોડા દિવસમાં થવાનો હતો.

આ પરથી સમજવાનું એ છે કે ભલો ભૂત સારો પણ

ભુંડો દેવ સારો નહીં.

## દુહો.

ભલા ભલાઇ કદી ન તજે, વળી ભુંડો તજે ન ભુંડાઇ; ભ૦
કંકુ તજે ન રતાશ કદાપિ, કાળપ તજે ન શાઇ. ભ૦ ૮૮
અગરબતીને બાળે તોપણ, આપે જરૂર સુવાસ; ભ૦
સુખડની પેટીમાં મૂકે, હિંગ તજે ન કુવાસ૦ ભ૦ ૮૯
દેવ તણા મંદિરને શિખરે, બેઠો કાગ કરાલ; ભ૦
કાગ મટીને કોઈ દિવસ તે, બનિ નવ શકે મરાલ. ભ૦ ૯૦
પક્ષ રહિત દુખમાં ડુબેલો, ભોંય પડેલો હંસ. ભ૦
તોપણ હંસ કહે સહુ તેને, ઉપજ્યો ગુણિયલ વંશ. ભ૦ ૯૧

તેવીજ રીતે જો કે ભૂત યોનિમાં ગયો તોપણ તેનો ભલો સ્વભાવ જતો ન રહ્યો. તેણે મળસુંદરીની ફજેતી ઢાંકી રાખી. હવે સતીએ પોતાની બેહેન મળસુંદરીની તથા રાજાને કહાવ્યું કે આ બંગાળામાં હવા સારી છે માટે હું તો અત્રેજ રહીશ. રાજાએ ખુશીથી તેમ કરવાની રજા આપી. મળસુંદરીએ જાણ્યું કે આ રાંડને તો કાંઇએ ન થયું; એતો એ બંગલામાં રહેવા ગઇ ત્યાં પણ બ્રહ્મરાખસે પણ એને ના ખાધી. પછી તો રાણીએ સતીને મારી નાખવાને જપનું અનુષ્ટાન કરવાને એક બ્રાહ્મણને બેસાડયો; પણ સારી બુદ્ધિ વાળી સતીને તેનાથી કશુંએ થવાનું નહોતું.

હવે સતી પેલા બ્રહ્મરાક્ષસને પુજા કરવાનો સામાન રોજ આપે. અને થોડીકવાર બપોરે જઇને તેની પાસે વાત ચીત કરવા બેસે; આ વાતની તે પોતાની દાસીમાંથી કો-

ઇને પણ ખબર પડવા દેતી નહોતી. હરેક યુક્તિથી આ વાત તે છાની રાખતી. દાસીઓ કોઈ વાર એ ઓરડો ઉઘાડતી પણ તેઓ બ્રહ્મરાક્ષસને દેખી શકતી નહોતી. આથી સતી સઘળી વાત છાની રાખી શકી.

અત્યાર સુધી તો આપણે પેલી સારસડીની વાત કહી. હવે પેલો સારસ મરી ગયો હતો તેનું શું થયું તે વાત કહીએ. શંકરની ભક્તિ કરનારો સારસ ચંદ્રનગર શહેરના ચંદ્રસેન રાજાનો પાટવી કુંવર થઇને અવતર્યો, તેનું નામ શૂરસિંહ પાડયું. તે ચંદ્રસેનની મોટી રાણી રાજદેવીને પેટ અવતર્યો હતો. તે રાજાને એક બીજી રાણી હતી; તેનું નામ તેજ દેવી હતું. તેને પણ એક પુત્ર થયો હતો; તેનું નામ પૂરસિંહ પાડયું હતું. પૂરસિંહ શૂરસિંહ જનમ્યો તેને બીજે દહાડે જનમ્યો હતો; એટલે પૂરસિંહ શૂરસિંહથી એકજ દહાડો નાનો હતો. આથી તેજદેવીના મનમાં એમ રોજ આવતું હતું કે, જો મારો પૂરસિંહ બે દહાડા પહેલો જનમ્યો હોત તો એ રાજ્યનો વારસ થાય અને રાજદેવીના દીકરા શૂરાને રાજ ગાદી ન મળત. જો કે આવો વિચાર તેના મનમાં આવતો તોપણ તે રાજદેવી તથા સૂરસિંહની આગળ અદેખાઈ દાખવતી નહોતી, પણ ઉલટી હેત દાખવતી. ભોળા મનનો શૂરો તેના પર પોતાની સગી માના જેટલું હેત રાખતો.

દુહો.

સાચા દિલના સુજન બિચાર, કુટિલજનોથિ ઠગાય; ભ૦

સાચો સઘળું સાચું લહે, કપટીને કપટ જણાય. ભ૦ ૯૨

શૂરો આ વખતે શોળ વર્ષનો થયો હતો. રાજકુમાર અને કસરતી પેહેલવાન હોવાથી આશરે વીશ વર્ષનો જુવાન હોય એવો જણાતો હતો. પૂરો પણ તેના જેવોજ હતો; પણ જરીક ઓછો તેજસ્વી જણાતો હતો. ચંદ્રસેન આ બે કુંવરને જોઇને અપાર આનંદ પામતો હવો. આ પ્રસંગે શૂરાનું વર્ણન મૂકીશું તો વાંચનારને વધારે રમૂજ પડશે.

### કવિત.

નૈનકો આકાર મીનકે તનકો મીન માનું,
ભાલ સ્થલ ભાનું પુનિ, ભ્રુકૂટી દો વંક હૈ;
બહુ હે અજાન, વક્ષ, કપાટ સમાન કટિ.
કેશરિ પ્રમાન દ્રઢ, ચરન નિઃશંક બ્હે;
નખ શિખ સુંદરતા, વિલોકત લોક કહે;
યહી કુમારકી આગે, અનંગ ભી રંક હૈ;
સબીં હિતે છબિ પુનિ, આનનકિ નીકી લગે;
ઝગૈ ઝલહલ નિશા નાથ નિષ્કલંક હૈ. ૧

### દુહો.

બત્રિશ લક્ષણ ગુણ નિધિ, વળિ શાસ્ત્ર સકળમાં વીર; ભ૦
રણમાં ધીર ધુરંધર રજપુત, અરિનું ઉતારે નીર. ભ૦ ૯૩
ઢાલ તણી દરકાર ન જેને, કર પકડે તરવાલ. ભ૦
ફાળ ભરે તો ફાટે શત્રુ, ડરે અરી જોઇ ચાલ. ભ૦ ૯૪
શત્રુને તો ભય પ્રકટે, કામનિને પ્રકટે કામ. ભ૦

એવો રાઢાળો રઢિયાલો, શુરો જેનું નામ. ભ૦ ૯૫

હવે ચંદ્ર નગરમાં ચંદ્રસેન તથા તેની રાણીઓ તથા તેના કુંવરો આનંદમાં રહે છે એવામાં ચંદ્રનગરમાં નીચેનો બનાવ બન્યો:—

## દોહરા.

ચંદ્ર નગરમાં ચતુર બહુ, નગરશેઠ રવીચંદ;
જેને દેશ વિદેશમાં, વણજ વિશે સંબંધ. ૯૬
પુત્ર તેહનો પરવર્યો, વિદેશમાં તે વાર;
વીરચંદ નામે વડો, કરવાને વ્યાપાર. ૯૭
વામા વીશજ વર્ષની. વીરચંદની નાર;
ઘેર રહી ઘર ધણિ વિના, રમવા ઇચ્છે જાર. ૯૮
જોબન મદ માતી વળી, રૂપ તણો નહીં પાર;
ખાન પાન પુરાં વળી, સરસ વસ્ત્ર સૃંગાર. ૯૯

જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તેણે તાપસીના જેવો વેષ રાખવાનો છે તથા સોભાગ્યના ચિન્હ રૂપ ચુડા શિવાય સર્વ અલંકાર તજવાના છે. શરીર સંસ્કારનો ત્યાગ કરવાનો છો. તે છતાં પણ શુદ્ધ બુદ્ધિ રહેવી કઠણ છે; તો પહેરવું, ઓઢવું, ખાવું, પીવું. જમવા જવું, વરઘોડે જવું વિગરે સર્વે ભોગવે તેનાથી શી રીતે તે મનને વશમાં રાખી કાય? આ નગરશેઠના દીકરાની વહુને પણ તેથીજ કામ ઉપજ્યો અને પછી કુકર્મ કરવા લાગી. આ સ્ત્રીનું મન સ્ત્રી ચરીત્ર કરવામાં લગીર પણ કાચું નહોતું. તે કુળવાનના ઘરની સ્ત્રી હતી. તેને કોણ ના ઓળખે? એની વાત

એક જણ જાણેતો સો ઠેકાણે જાય. તેણે એવો-નિયમ રાખ્યો હતો, કે રોજ નાહી ને સવારમાં ગોકુલ ચંદ્રમાજીને મંદિર દરશન કરવા જવું. મંદિરની પાસે એક ધર્મશાળા હતી તેમાં રોજ નવા નવા માણસો જુદે જુદે દેશથી આવીને ઉતરતા. તેમને જઇને તે પુછતી કે તમે કયે દેશથી આવ્યા છો? કેટલા દહાડા રહેવાના છો? જો પરદેશી એમ કહેતો કે અમારે તો આજની રાત રહીને કાલે જવાનું છે તેને તે પોતાને ઘેર તેડી લાવતી અને સાસુસસરાથી છાનામાના પોતાના મેડામાં રાખી મૂકતી. તેની સાથે રાત્રે વ્યભિચાર કરીને પરોઢમાં બારીએથી દોરડું બાંધીને ઉતારી મૂકતી. આમ તે શેઠના દીકરાની વહુ પરદેશી માણસોથી કામલેતી અને શેહરના માણસોથી કામ પાડતી નહોતી કેમકે શહેરમાં પોતાની બદબોઇ બહાર ના પડે. આ શેઠના છોકરાની વહુનું નામ વીજળી હતું, વીજળી વહુ આવાં આવાં કામ રોજ કરતાં. પછી એક દિવસ એવું બન્યું કે, વીજળી એક જુવાન અને રૂપાળા પરદેશી ભૈયાને પોતાને ઘેર તેડી લાવી; અને મેડામાં રાખ્યો. તેના મેડામાં વહુનો મલાજો રાખનાર સાસુ સસરો કદી જતાં નહી; તેથી તેના મેડામાં કોણ છે તેની કોઈને ખબર ન પડતી. પેલો પરદેશી ભૈયો આખી રાત તે વીજળી વહુના મેડામાં રહ્યો. પરોઢીયું થયું એટલે વિજળી ઉઠી, અને એક દોરડું બારીને દંડે બાધ્યું અને પેલા પરદેશીને તે દોરડાવડે બહાર ઉતરી પડીને ચાલ્યો જવા કહ્યું. પરદેશી પણ પો-

તાની ફજેતી ના થાય માટે પરોઢમાં શેઠના ઘરમાંથી ની· કળી જવા આતુર હતો. દોરડું પકડીને તે જેવો બારીએથી બહાર ઉતરવા જાય છે કે તરતજ બારીના દંડના ખીલા નરમ પડયા હશે તે નીકળી ગયા અને પરદેશી ભોંયપર જઇને પછડાયો. ત્રીજા માળની બારીએથી પડ્યો તેથી તેની ગળાની સાંકળ ભાંગી જવાથી તે બિચારો પરદેશી તો મરીજ ગયો.

દુહો. પરનારીમાં પ્રાણુજ જાયે,ને પ્રભુ રાખે કોપ૦ ભલાજી૦
માટે પરનારી નહીં સારી, તેથી સારી તોપ૦ ભલાજીરે૦ ૧૦૦

હવે વિજળી એ વિચાર્યું કે આટલા દહાડાલગી જે વાત મારી છાની રહી હતી તે આજે ઉઘાડી થવાનો વખત આવ્યો, આ બારીના ઢીલા દંડાએ મને વિશ્વાસ ઘાત કર્યો. સવાર થતાં આ મડદુ, તથા દોરડા સહીત નિકળી પડેલો દંડો સરકારના માણસોની નજરે પડશે, તપાસ ચાલશે, અને અંતે મારી ફજેતી થશે.

દુહો. પાપજ કાળો સાપ છે,તેનિ સંગ રમેજે કોય ભલાજી૦
અંતે કરડે સઉજગ જાણે, કો દિન શિક્ષા હોય૦ ભલાજી ૧૦૧

પણ વિજળી કાંઇ જેવીતેવી છિનાળ નહોતી. તેણે તરતજ સમય સૂચકતા ધારણ કરી અને પોતાના ઘરેણાની એક નાની પેટી પણ ઉચકીને તે પરદેશીના મડદા પાસે બારીએથી નાંખી; અને અગાશીમાં જવાની સઘળી બારીઓ ઉઘાડી ફાંક મૂકી દીધી. થોડીક વાર સુધી વિજળી પોતાના મેડામાં બોલ્યા ચાલ્યા વિના બેશી રહી; પણ જ્યાં મળ ભાંખળું થયું કે એકે દમે બુમ પાડતી કે પોતાના

સાસુ સસરા પાસે દોડી; અને ધરૂજતી ધરૂજતી બોલી કે, ઓ સાસુજી સાસુજી. મારા મેડાની અંદરથી મારા ઘરેણાની પેટી ગઇ છે; હું રાત્રે અગાશીની બારીઓ પવન માટે ખુલી રાખીને સૂતી હતી અને મારી રસ્તા પરની બીજી બારી મેં વાશેલી હતી, તે પણ ખુલ્લી ફાક છે. એ બારી ખુલ્લી જોઇને મારાતો હોશ ઉડીગયા અને એ બારીએ જઈને જોવાની પણ મારી હિમ્મત ના ચાલી. અરે! જરીક મારીસાથે આવોને; આપણે તે બારીએથી બહાર જોઇને તપાસ કરીએ. આ સાંભળીને પૈસાના લોભી સસરાજીને પેટમાં એવી ફાળ પડી કે કાંઇ કહેવાની વાત નહી. તેતો વાણીઆ ભાઇ હતા તે ત્યાંના ત્યાંજ ઠરી ગયા.

દુહો. કામી જનને કામ વહાલો, ભક્ત જનોને રામ૦ ભલા૦ ચોરથકી પણ ચારગણાછે, વ્હાલા વણીકને દામ. ભલાજી૦ ૧૦૨

પણ સાસુ જરીક હૈયાધડી હતી તે વીજળી વહુની સાથે તેના મેડામાં ગઇ અને જોયું તો પેલી ઘરેણાની પેટી મળે નહીં. વળી અગાશીના બારણા ઉઘાડાં હતાં એટલે તેને નિશ્ચય થયો કે છાપરેથી કોઇ અગાશીમાં ઉતરીને ઘરેણાની પેટી લઇને જતું રહ્યું છે. પણ જ્યારે પેલી રસ્તા પરની બહારીમાંથી બહાર નજર કરી એટલે તો ચોરપણ પકડાયો; સાસુએ જાણ્યું કે ચોર પેટી લઈને આ દંડે દોર બાંધીને ઉતરતો હશે એટલામાં દંડાના ખીલા નીકળી જવાથી પડીને મરી ગયો છે. વળી પેલી પેટી પણ જોડે પડેલી જોઇ એટલે હિમ્મત આવી કે આપણું ઘરાણું તો

પાછું આવશે. આથી સાસુજી તો દોડતાં કે પોતાના ધણી પાસે ગયાં અને બોલ્યાં કે શેઠ! શેઠ! આપણું ઘરાણું તો જડયું; જડયું અને ચોર પણ પકડાયો છે. આ ખબરે તો શેઠજીને હિરણ્ય ગર્ભની ગોળી જેટલો ગુણ કર્યો; તે અત્યાર સુધી બેભાન હતા પણ આ ખબર સાંભળીને ખબરદાર થઈ ઉઠયા અને શેઠાણીને કહે, એ માડી પાડીમને ડેખાડ તો ખડી, ચોડને ઘડાનું! શેઠાણીએ લેઇ જઇ ને શેઠને બારીએ ઉભા કર્યા એટલે શેઠ બધું જોઈ ગાંડા ઘેલા થઈ ગયા. શેઠ બોલ્યા૦—શડી ગોઢનનાઠકી જે; સીતાડી લીલા!! માડું ઘડાનું પકરાનું તો પકરાયું પન વળી સાલો ચોડ પણ મડી ઈઇઇ—ગયો. ઢન છે કુંજ બિહાડી ટને; માડી સાયમાં ટો ટુંજ સડાડે છે. શેઠ આમ ખુશી થાય છે એટલામાં તો ચોકીવાળાઓ આવ્યા અને પેલું મડહુ પેટી વિગેરે જોઇને શેઠને બુમ પાડી કે શેઠ તમારા ઘરમા ચોરી થઈ છે. શેઠતો દોડતા દોડતા બારણે ગયા અને જમાદારને કહ્યું૦—મેડબાન માડી છોકડાની વહુનું ઘડાનું આ પેટીમાં હટું રે લેટો કે લઠોડો ઉતડીને નાસટાં પડયો કે મડીજ ગયો. સાડાને પડમેસડે અડે આચાડજીમાં પડભુજીએ સજા કડી; જમાડાડ સાહેબ અમાડો પઈસો સટનો છે, ખડી મેનટનો છે, અડઢી ડાટલગી ટેંપાં પાડીને ડડયા છીએ અમારો પૈસો શડી આચાડજીની કડપાડી જાયજ નહીં; ને જાયટો પાછો આવ્યા વગડ નાજ્ડે!
જમાદાર૦— શેઠસાહેબ, આ મડદું, પેટી, દોરડું તથા

બારીનો દંડો વિગેરે બધું અમે દરબારમાં લેઇ જઇને રા-
જા સાહેબ આગળ રજુ કરીશું. તે વિશે યોગ્ય તપાસ
કરીને મહારાજા આપનું ઘરાણું આપને સ્વાધીન કરશે. આ-
જે અગિયાર વાગતાં આપ મહારાજા સાહેબની હજુરમાં
પધારજો. આપના ઘરાણા વિગેરેની ફિકર કરશો નહીં.
રાજાની પાસે જમાદારે લેઈ જઇને સઘળા મુદ્દા રજુ કર્યા.
રાજાએ પરદેશીનું મુડદું જોયું તે પરથી રાજાને તેના ચે-
રાપરથી તથા વેશ પરથી એમ ન જણાયું કે આ કોઇ
ચોર છે. તે રાજાને પેલી ઘરેણાની પેટી તેણે ચોરી હ-
શે એમ નક્કી ન થયું. વળી રાજાના મનમાં એમ આ-
વ્યું કે ચોર લોક કાંઇ ચોર જેવા જણાતા નથી; તેઓ
તો મોટા શાહુકારના જેવા થઈને ફરે છે. આ બે પ્રકારના
વિચારથી રાજા ગભરાયો અને પોતાના મનમાં નિશ્ચય
કર્યો કે, મારા બે દીકરા હવે મોટા થયા છે તેમની પરીક્ષા
માટે આ કામનો તપાસ સોંપું. વળી મારીબુદ્ધિ અહીંયાં
ગુંચાય છે; પણ લોકો કહે છે કે બાપ કરતાં બેટા વધે
છે. માટે વખતે તેઓમાંથી કોઇ આ કામનો ખરો ભેદ
પકડી લેઇને ખરો ફેસલો પણ કરે તો રાજ નીતિના હકમાં
લાભ થાય. વળી તેણે મનમાં એવો નિશ્ચય કર્યો કે મારા બે
છોકરામાંથી જે આ કામનો ખરો ફેસલો કરે તે મારે ઠે-
કાણે ગાદીએ બેસે, અને બીજો જે ફેસલો ન કરે તે દે-
શવટે જાય. મારે પાટવીનેજ ગાદી સોંપવી એવો
કાંઇ નિશ્ચય નથી:—

દુહો. પાટવી તેનો જાણવો જે, ચલવી શકે રાજ પાટ૦ ભ૦
નીતિ વિચક્ષણ લક્ષણવંતો, ગાદી તેને માટ૦ ભલાજીરે ૧૦૩

રાજાએ પોતાનો આ નિશ્ચય કોઇને કહ્યો નહોતો; પણ પોતાની પાસે રાખવાની ચોપડીમાં લખી રાખ્યો હતોઃ અને તે લખાણની તળે પોતાની તરવાર ચીતરી હતી. પોતાના બે દીકરાને બોલાવીને રાજાએ પોતાની પાસે આવેલા મુકરદમાથી વાકેફ કર્યા અને સઘળા મુદ્દા દેખાડ્યા, અને કહ્યું કે આ મુદ્દા પરથી તમારે ખરો ઇનસાફ કરવાનો છે. બે છોકરાઓએ કરવા લાયક તપાસ કરી લીધો અને જુદી જુદી રીતે શોધ કરવા લાગ્યા. પૂરસિંહના સમજવામાં એમ આવ્યું કે આ ચોરતો છેજ એમાં કાંઇ શક નહીં પણ એના બીજા સાથીઓ હોવા જોઇએ માટે તેઓને શોધી કાઢવા જોઈએ કે જેથી સંપૂર્ણ પૂરાવો મળે. તેઓ તેમના આ સાથીનું મોત સાંભળીને નાશી ગયા હશે; પણ આજનો આજ વધારે દૂર જઇ શક્યા નહીં હોય. આવા વિચારથી પૂરસિંહ પોતાના બાપની પાસેથી થોડીક સેના લેઇને શહેરની આશપાસ થોડા ગાઉ સુધી શોધ કરવાને નીકળ્યો. શૂરસિંહને મડદું તપાસતાં તે મડદાને ભમર અગાડી જરીક મેશનો ડાઘો જણાયો અને છાતીએં હિંગલોકનો ગોળ પડેલો ચાંદલો જણાયો. વળી તેણે તે મડદાને વધારે તપાસ્યું તો કાંડા અગાડી સોનાની કંઠીના પખિયારા આગળ મગરનું મ્હો હોય છે એવુ મગરનું મોં જણાયું. તેના જેવુંજ મગરનું મોઢું શૂરાયે ચીતરી લીધું

મને પોતે પોતાને ઠેકાણે ગયો. હવે શૂરાએ જાણ્યું કે આ બધાં મડદાપરનાં ચિન્હથી એમ જણાય છે કે એ માણસ એકલો ચોર નથી. કાંતો એ છીનાળવો હોવો જોઈએ કે કાંતો ચોર અને છિનાળવો બન્ને હોવો જોઈએ. જો એ છિનાળુ કરવા ચઢયો હોય તો તેમાં શેઠના દીકરાની વહુ પણ ભળેલી હોવી જોઇએ, માટે હવે એ સ્ત્રીની પરીક્ષા કરવી, તેથી શૂરસિંહે એક પરદેશીનો વેશ લીધો અને નગરશેઠના ઘર આગળ થઈને જવા આવવા લાગ્યો. મૂળ તો રાજાનો કુંવર એટલે એના રૂપમાં તો શૂંજ કહેવું? વળી એણે જરીક ઠાઠ કર્યો એટલે બાકી શું કહ્યું ? વેશ બદલેલો એટલે એને કોઇ ઓલખી પણ શકે નહીં. વીજળીએ એને જોયો એટલે એ વ્યભિચારિણીનું મન ચલ્યું અને ગઇ રાત્રે થયેલો ભવેડો ભૂલી ગઇ; કામીને કશુ ભાન રહેતું નથી.

**દુહો.** ઠોકરપર ઠોકર પડે, પણ કોદિન નાવે સાન૦ ભલાં૦
કામાતુરને બય નવ કોનો, ભટકે ભૂલી ભાન૦ ભલાજી૦ ૧૦૪
લોભી દેખે, ક્રોધી દેખે, દેખે મૂર્ખ લગાર૦ ભલાજીરે દેખે મૂ૦
પણ કામાતુર આંધળું, નવ દેખે પડતાં માર૦ ભલાજીરે૦ ૧૦૫
મુખમાં વાગે લોહીજ નીકળેન મળે જરિકે સ્વાદ, ભલારે ન મ૦
તો પણ ચાવે શ્વાનમુખેથી, હાડકું ધરિને નાદ૦ ભલાજીરે ૧૦૬
તેમજ કામી માણુસ કામે, વેગે વંઠી જાય૦ ભલાજીરે૦
આગળ શું પરિણામ થશે, નવ તેથી તેહ કળાય૦ ભલા ૧૦૭

વળી અધુરામાં પુરૂ વિજળીનાં સાસુ સસરો દર્શન કરવા ગયા હતાં તેથી પેલા પરદેશીનો વેશ ધારણ કરીને

આવેલા શૂરસિંહને અંદર તેડી લેવાની તક પણ તેને મળી. મૂળે તો મન ચલેલું અને વળી આવો રૂડો લાગ મળ્યો એટલે તેને પૂછ્યું;—

**દુાહે.** કોણ તમારો દેશ કહાવે, કોણ તમારૂં ગામ ભલાજીરે૦
રે'વું અહીં દીન કેટલા, અહીં શું રે પડયું છે કામ૦ ભલાજીરે ૧૦૮
શૂરો કહે૦—

**દુહો.** વિજય નગર અમ વાસ કહાવે, આધે ઉત્તર દેશ૦ ભ૦
રાત રહેવી આજની, અમો કાલ જશું દૂર દેશ૦ ભ૦ ૧૦૯
અબળા ધરમાં એકલાં છો, કેમ તમો આ વાર? ભલાજીરે૦
સાસુ સસરો કોઈ નથીને, નવ દેખું ભરથાર૦ ભલાજીરે ૧૧૦

અર્થ૦ શૂરાએ કહ્યું કે તમે ધરમાં એકલાં જણાવછો, તમારી સાસુ કે સસરો કોઇ નથી વળી તમારો ધણી પણ ધરમાં જણાતો નથી. શૂરાનું આવું બોલવું સાંભળીને પેલી વિજળીએ જાણ્યું કે આ પણ કોઈ કામી પુરૂષ છે માટે લાવ્ય હું એને મારા મનનો મનોરથ એક દુહો કહીને સમજાવું. વિજળી કહે છે૦—

**દુહો.** સાસુ સસરો દર્શન કરવા, ચાલ્યાં, પિઉ પરદેશ૦ ભ૦
હાલ પડીછું એકલી, ભર યૌવન બાળેવેશ૦ ભલાજીરે૦ ૧૧૧

અર્થ૦ હે મુસાફરા મારી સાસુ સસરો વિગેરે દર્શન કરવા હાલ ગયાં છે છે અને મારો ધણી તો પરદેશ છે; માટે હાલ હુ એકલી છું.

આટલું સાંભળીને પરદેશીના વેશ વાળો શૂરસીંહ જવા લાગ્યો એટલે પેલી આંખનો ચાળો કરીને બોલી૦-

**દુહો.** કેમ ઉતાવળ આપ કરો છો, જવા ઉતારે સાર ભ૦
આવ્યા હશો મુકિ એકલી ત્યાં કોઈ સલુણી નાર૦ ભલાજીરે ૧૧૨
અર્થ૦—સાથે સ્ત્રી લાવ્યા હશો તેને ઉતારે મૂકીને આવ્યા હશો તેથી આમ ઉતારે જવા ઉતાવળ કરતા હશો. આ સાંભળીને શૂરસિંહ બોલ્યો૦

**દુહો.** સંગ નથી મુજ સુંદરી, નથી કીધો કાંઈ મુકામ૦ ભ૦
અહિયાં બેઠે શું ઉઘડે, જઇ શોધી કાઢું ઠામ૦ ભલાજીરે ૧૧૩
અર્થ૦—હે સ્ત્રી! મારી સાથે સ્ત્રી તો નથી, પણ હજું સુધી મેં કોઇ ઠેકાણે ઉતારો કર્યો નથી; માટે તે ઉતારો કરવાનું ઠેકાણું શોધી કાઢવા જવું છે. માટે હું ઉતાવળ કરૂં છું. તમારી પાસે બેશી રહ્યે મને કાંઈ ઉતારો મળે નહીં.

આ પ્રમાણે શૂરસિંહનું બોલવું સાંભળીને વિજળી બોલી—

**દુહો.** કો'તો ઉતારુ મેઢીએ કો'તો ઉતારૂ મન મોઝાર૦ ભ૦
હુકમ કરો ત્યમ હાજર છું, શૂં બોલો થઇ લાચાર૦ ભલાજી ૧૧૪
અર્થ૦—હે મુસાફરા તમે આમ લાચાર થઇને શું બોલો મને હુકમ કરો તેમ કરવા તૈયાર છું. તમે કહો તો તમને મારી મેડી ઉપર ઊતારૂ અને કહો તો મારા મનમાં ઉતારૂં એટલે હું તમને મારા પ્યારા તરીકે ગણું.

શૂરસિંહ-ચોપાઈ-મહેલ વિષેહું રોજ રહેતો નિજ ગામમાં;
માટે ન મોહ લગાર મેડી તણા નામમાં; ૧૧૫
મનમાં આપિ મુકામ મહાસુખ આપને,
લટકાળી! તજી લાજ મદન દુખ કાપને. ૧૧૬

પછી વીજળીએ કહ્યું કે આપને જો મારા મનનાં ઉતારો કરવો હોય તો જેમ મનની વાતને કોઈ ન જાણે તેમ તમને પણ કોઇ જાણે નહીં એમ છાના રહેવુ પડશે. શૂરસિંહ તેમ છાના રહેવા કબુલ કર્યું એટલે વીજળી તેને પોતાના મેડામાં તેડી ગઇ અને તેને ખાવા કરવાનું આપી છાનો રાખ્યો. રાત પડી એટલે વિજળી તેની સાથે ચેટક કરવા લાગી. શૂરે મનમાં વીચાર કરેલો કે પરનારી મા બેન સમાન છે; તેથી તેણે એવો નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ તેની પાસેથી બાતમી મેળવવી, પણ તેની સાથે ખરાબ ન થવું. વિજળી પછી વધારે ચાળા ચેટક કરવા લાગી; ત્યારે શૂરાએ તેને કહ્યું કે આ મારી પાસે એક પાક છે તે ખાવાથી વિહાર કરવામાં ખૂબ આનંદ થાય છે. માટે તેમાંથી જરી તું ખા તથા હું ખાઉં. શૂરાને તો એવો કેફીપાક ખાવાનો મહાવરો હતો તેથી તેને તો કાંઈ ના થયું પણ પેલી વીજળીએ તો તેપાક ખાધો એટલે ઘેન ચઢવાથી તે ઉંઘી ગઇ. આગળના રાજાઓ આવી કોઇ રાજનીતિની બાબતમાં કામ લાગે માટે એકાદ વ્યસન સિદ્ધ કરી રાખતા; હાલના કેટલાક રાજાઓની માફક આ ળસુ એદીજેવા થવાને માટે તેઓ વ્યસન નહોતા કરતા. વિજળી ઉંઘી ગઇ એટલે તેના માથાનો છેડો ઉઘાડીને તેને ગળે સોનાની કંઠી હતી તેનું પખીયારૂં શૂરસિંહે તપાસ્યું, તે પખિયારૂ પેલા પરદેશીને હાથે પડેલું હતું તેવુજ હતું તે તેણે પોતાનું ચીતરેલું મગરના મોં વાળું પંખીયારૂં

હતું તેની સાથે મેળવી જોયું તો તે બન્ને બરોબર મળતાં- આવ્યાં. પોતાની પાસે મીણનો કડકો હતો તે પખિ- યારાપર દાબ્યો એટલે મીણમાં તેના જેવોજ આકાર પડી રહ્યો. પરોઢ થયું અટલે વિજળીને ઘેન ઉતર્યું અને તે જાગી એટલે શૂરસિંહે કહ્યું કે હે સ્ત્રી તુંમને અહીંથી ગમે તેમ કરીને બહાર કાઢીમૂક કેમકે હમણાંજ મને સાપ ક- રડયો છે તેનું ઝેર જો મને ચઢશે તો હું અહીંઆજ મરી જઇશ તો તારો ફજેતો થશે. મારો જીવ જશેતો ફિકર ન- હીં પણ તારો ફજેતો થાય તે સારૂં નહીં. માટે મનેઝટ લઇને બહાર કાઢી મૂક. આ સાંભળતાંજ વીજળીએ જા- ણ્યું કે તે દહાડા જેવો મારો ફજેતો થશે. એદહાડા પરતો એક પરદેશી મરી ગયો છે, અને વળી પાછો આ મરીજશે તો મારા ભોગ લાગશે આમ ધારીને વીજાળીએ તેને દોરડું આપ્યું અને તે પેલી બારીને બીજે દંડે બાંધીને ઉતરી પડવાનું ક- હ્યું. પેલો શૂરસિંહ દોરડું બાંધે છે, એટલામાં વિજળીએ કહ્યું કે જોજો પેલો દંડો મજબૂત છે કે નહીં, નિકર વળી મારો પેલા જેવો ફરીને ફજેતો થશે. વીજળીએ આમ ક- હ્યું તે શૂરસિંહે સાંભળીને નિશ્ચય કર્યો કે મરી ગયેલો પરેદેશી પણ આવીજ રીતે આ રાંડ લાવી હશે અને તે આ બારીયેથી ઉતરતાંજ મરી ગયો છે. પછી શૂરસિંહ સા- વધરીતે તે બારીએથી નીચે ઉતરી પડયો અને સઘળી સા- બીતી લઇને પોતાને ઘેર ગયો. રાત હતી માટે પોતે સુ- ઇ ગયો સવારના પહોરમાં પોતાની માને તેણે કહ્યું કે,

માજી હું સર્વ સાબીતી લેઇ આવ્યો છું અને પેલા મુક-રદમાનો ફેંસાલો આજ બાર વાગે કરવામાં આવશે. આ વાત તેજદેવીની એક દાસીએ સાંભળી હતી તેણે જઇને પોતાની બાઈને કહ્યું કે કુવર શૂરસિંહ પેલા પરદેશીના કામનો પત્તો લાવ્યા છે. તેજદેવીએ ગયે દીવસે રાજા નહાવા બેઠા હતા ત્યારે તેમની ખાનગી ચોપડી ઝાલી રાખી હતી; તે તેણે એકેદમે રમતમાં ઉગાડીતો માંહી રાજાએ કરેલા નિશ્ચયની નોંધ નજરે પડી હતી; તેથી તેજાણતી હતી કે જો મારો કુંવર પૂરસિંહ એ કામનો પત્તો લાવશે તો ગાદીએ બેસશે નિકર દેશવટે જશે. આ પ્રમાણે રાજાના નિશ્ચયની ખબર એકલી તેજ દેવીનેજ હતી. બીજા કોઇને નહોતી. વળી હવે તેને એવી ખબર મળી કે શૂરસિંહ પરદેશીના કામનો ખુલાસો લાવ્યો છે; તેથી તેના મનમાં ભારે ફિકર પડી કે શૂરસિંહ રાજ કરશે અને મારો દીકરો દેશવટે જશે. તેણે વિચાર્યું કે રાજ નમળે તો હરકત નહીં પણ મારો દીકરો દેશવટે જાય એ કેમ ખમાય? હવે તેણે યુક્તિ શોધી કાઢી; તેજ દેવી જાણતી હતી કે જ્યારે શૂરસિંહ સંધ્યા કરીને સવારમાં ઉઠે છે ત્યારે જે કોઇ તેની પાસેથી જે કાંઇ માગે છે તે તે આપે છે. વળી તે જાણતી હતી કે શૂરસિંહ પોતનો કરેલો આવો નિયમ પાળે એવો ટેકીલો છે; પ્રાણ જાયતો પણ તે પોતાનો કરેલો નિયમ તજે તેવો નથી. આથી શૂરસિંહ જ્યાં સંધ્યા કરીને ઉઠ્યો કે તેજ દેવીએ આવીને તેને આશી-

વાંદ દીધો અને કહ્યું કે હે શૂરસિંહા હું તારી પાસેથી એક દાન લેવા આવીછું તે દાન તુમને આપીશ? હું તારી ઓરમન મા છું. હું પણ તને ટેકીલો, તથા સાચા નિયમવાળો જાણીને તારી પાસે યાચવા આવી છું.

શૂરસિંહ૦—હેમાતાજી! હું તમને મારાં સગીમાજ જાણું છું માટે હું તમે જેમાગશો તે બાબતનીના કહેવાનો નથી. મારો એવો નીયમ છે કે સંધ્યા કરીને ઉઠતાં જે કોઈ મારી પાસે જાચે તેને જે જોઇએ તે આપું; જો કોઇ પરભાર્યું માણસ પણ મારી પાસે આ વખતે માગેતો તેને જે જોઈએ તે આપું; તો તમે તો મારી માછો. તમારી ઇચ્છામાં આવે તે માગો. મારૂં શીશ માગો તો તેપણ આપવાને હું તૈયાર છું. ક્ષત્રિય વંશમાં જન્મેલો હું મારૂં પણ પાળતાં પાછો હઠવાનો નથી. આ દુનિયામાં સર્વ પદાર્થ નાશ પામે છે. ફકત જશ નાશ પામતો નથી. હું સાચો રજપૂત છું. માજી જે જોઈએ તે માગો. વાર નં કરો. માગો માગો.

તેજદેવી૦—હે પુત્ર ધન્ય છે તને. તું ઇકોતેર પેઢીનો તારનાર કૂળનો દીવો છે. જો તું છાતી ઠોકીને મારૂં માગેલું આપવાને હા કહે છે તો હું અટલુંજ માગું છું કે, પેલા પરદેશીના કામનો જે પત્તોતું લાવ્યો છે તે સર્વ પત્તો તું મારા પૂરસિંહને આપ અને તે કામ ચૂકવવાની કીરતી મારા દીકરાને અપાવ. હું એટલું માગું છું કદાચ તને એમ કરવાથી નુકશાન થાય ખરૂં. જોતારીમરજી હોય તો આટલું માગ્યું આપ. હું જોર કરતી નથી.

શૂરસિંહ૦—હું મને નુકશાન થશે તેથી ડરતો નથી. મારો જીવજાય તેથી હું ડરનાર નથી. તેટલા માટે તો હું હજી પરણ્યો નથી, કેમકે પાછળ સ્ત્રીનો મનખો ન બગડે. કોઇ જીવમાગેતો પણ આપું. હું સાચો રજપૂતના નકહું. મને ગમે એટલું નુકશાન થશે તો પણ ડરતો નથી. તમારૂં માગ્યું મે તમને આપ્યું છે જાવ મારા વ્હાલા ભાઇ પૂરસિંહને મારી પાસે મોકલો. હું એને બધો પત્તો બતાવી દેઉશું. ઝટ મોકલો બારવાગે કામ પતાવવાનું છે. હું મહારા પિતાજી પૂછશે તો કહીશ કે મને કાંઇ પત્તો જડયો નથી. મહારા ભાઈને કીર્તિ આપવાનો આ અવસર આવ્યો જોઇને મને આનંદ થાય છે. વચન એક છે. જન્મ અનેક છે.

આ કામનો પત્તો મેળવવાને માટે ફોગટ રખડીને આવેલા પૂરસિંહને તેનીમાએ શૂરસિંહની પાસે આ કામનો પત્તો લેવાને મોકલ્યો. પરાક્રમ વગરના પૂરસિંહને મિથ્યા જશે મેળવતાં મનમાં જરીક પણ ખાંચકો નલાગ્યો. શૂરસિંહની પાસે તે આવ્યો એટલે શૂરસિંહે પ્રીતીથી તેને પાસે બેસાડયો અને સઘળો પત્તો આપ્યો અને મુદ્દાચાર હેવાલ લખાવ્યો. પછી શુરસિંહ મીઠી વાણીથી બોલ્યો; ભાઈ આ મેં તને જેજે બતાવ્યું છે તથા કહ્યું છે તે સઘળું તું બાપાને કહેજે અને દેખાડજે. આમ કરવાથી બાપા તારી હુંશીયારી જોઇને ખૂબ ખુશી થશે. આટલું કહીને પૂરસિંહને વિદાય કર્યો.

## દુહો.

એક વચનથી નળ વખણાયો, વખણાયો હરિચન્દ્ર• ભલાજી૦
વચન ચલ્યું નવ ત્યમ શુરાનું, ચળે સુરજને ચંદ્ર ભલાજી૦ ૧૦૭

બાર વાગતાં પુરસિંહ પોતાના પિતા પાસે કચેરીમાં ગયો અને ફેંસલો કર્યો કે. નગરશેઠના દીકરાની વહુના ઉપર વ્યભિચારનું તહોમત સિદ્ધ થાય છે; કેમકે તેની કંઠીના પખિયારા પરના મગરના મોઢાં આ પરદેશીના કાંડાની ઉપર પડેલાં મોઢાંની સાથે મળતાં બરોબર આવે છે; સૂતાં તે પરદેશીના હાથ ઉપર તે સ્ત્રીનું ગળું આખી રાતભર રહેલું હોવું જોઇએ: તે વીના મગરના મોઢાના પખિયારાની છાપ પડીશકે નહીં. તેને તે સ્ત્રી બારએથી ઉતારતી હશે એવામાં તે દંડો ઉખડી પડવાથી તે માણસ પડીને મરી ગયો છે. આ સર્વનો નિશ્ચય થવા માટે એ નગર શેઠના દીકરાની વહુને તરતને તરત કોરટમાં પકડી મંગાવી અને તેને પુરસિંહે કહ્યું કાલે રાત્રે તારે ત્યાં કોઇ પરદેશી આવ્યો હતો ત્યારે પેલીએ ના કહી પણ પુરસિંહે કહ્યું કે વેશ બદલીને હુંજ આવ્યો હતો, મેં તને પાક ખવાડીને ઉંઘાડી દીધી હતી અને તારી કંઠીના મગરના મોંવાળા પખીયારાની આકૃતિ મેં આ મીણના બીબા પર પાડી લીધી છે તે જો. વળી મેં સાપ કરડયાનો ઢોંગ કરીને તારા ઘરમાંથી નીકળી જવા માગ્યું તે પ્રમાણે તેં મને બારિએથી ઉતરવા દોર બાંધવા આપ્યો. પણ જ્યારે મેં તારી બારીને દંડે દોર બાંધવા માંડયો ત્યારે તેં મને ચોકશીથી દંડો મજબુત છે કે નહી તેનો તપાસ કરવા કહ્યું તે વખતે તું એ•

ટલું પણ બોલી ગઇકે બે દહાડા પર જેવો ફજેતો થયો હતો તેવો ફજેતો થાય તો વળી મારા ભોગ લાગે. આ સર્વ વાત સાંભળીને પેલી નગર શેઠના દીકરાની વહુ વીજળી તો ડરીગઇ અને પોતાનો સઘળો ગુનો કબુલ કરી દીધો. રાજાએ સર્વ મુદ્દા મેળવી જોયા અને પછી તેનો ચોટલો કાપી નખાવીને ગધેડે બેસાડીને તે શેઠના દીકરાની વહુંને કાઢી મુકાવી. નગર શેઠ બિચારો દિંગ થઇ ગયો કે મારા ઘરમાં પણ આવાં કબાડાં થાય છે. રાજા ચંદ્રસેન પોતાના દીકરા પૂરસિંહ પર ખૂબ ખુશી થઈ ગયા, અને બોલ્યા કે હે પુત્ર તુંજ મારી ગાદી લાયક છે માટે અત્યારેને અત્યારે તને રાજ ગાદી સોંપુછું. શૂરસિંહ મારી ગાદી ચલાવવા લાયક નથી માટે એને દેશવટે જવાનો મારો હુકમ છે. હાંરે કોઇ સિપાઇ હાજર છે? જાવ જઇને શૂરસિંહને જઈને હુકમ કરો કે તને તારા પિતા દેશવટો દેછે. પૂરસિંહ૦—પિતાજી! શૂરસિંહે કાંઇ ગુનો નથી કર્યો કે એને દેશેવટે મોકલવો જોઇએ. એને દેશપાર કરશો નહીં. તમે નિર્દય કહેવાસો.

ચંદ્ર૦—જે કુંવર ફેસલોકરે તેનેજ ગાદી આપવી અને બીજાને દેશપાર કરવો એવો નિશ્ચય મેં આ પરદેશીનું કામ આવ્યું ત્યારથીજ કરેલો છે, જોઆ તે તારીખનીજ મારા નિશ્ચયની કરેલી નોંધ. લે આ મારી પાસે રાખવાની ચોપડી અને તપાસ. જો તેં પણ પત્તો નમેળવ્યો હોત તો તને પણ દેશપાર કરત; અને શૂરસિંહ આ કામનો

અને શૂરો પત્તો લાવ્યો હોતતો ગાદીએ એ બેસત માટે હે પુત્ર તારે આ બાબતમાં વચ્ચે બોલવાનું કાંઇ પ્રયોજન નથી, રાજાને સર્વે માણસોએ સમજાવવા માંડ્યા પણ તેમણે માન્યું નહીં એટલે પ્રધાન તથા ચાર સિપાઈઓએ જઇને શૂરસિંહને તેના પિતાનો હુકમ કહ્યો તે હુકમ એક દાશીએ સાંભળ્યો. તેણે જઈને શૂરસિંહની મા રાજદેવી દેવીને કહ્યો. રાજદેવીનો આકુળવ્યાકુળ થઈ ગઇ અને પોતાના પુત્ર શૂરસિંહને બોલાવીને કહ્યું કે હે પુત્રા તું મને કહેતો હતો કે હું પેલાપરદેશીના કામનો પત્તો લાવ્યો છુ તે ક્યાં છે? એક વચનવાળા તને કોઇએ ઠગ્યો તો નથી? આજે તેજ દેવી તારી પાસે આવી હતી એવુ મને મારી દાશીએ કહ્યું છે; તેણે તને વચને બાંધી લીધો તો નથી? પૂરસિંહ આવી રીતે પત્તો લાવે એવી પહોંચ એનામાં છે નહીં, ખરૂં બોલ. શૂરસિંહ૦—હે માતાજી તેજ દેવીતો મારી પાસે અમસતાં આવ્યાં હતાં હુ પત્તો લાવ્યો હતો પણ તે પછીથી મને માલમ પડયુ કે ખોટો છે. માટે હે માતાજી તમે શીદને અકળાવ છો. હું દેશવટે જઇશ, પૂરસિંહ ઘણો ભલો માણસ છે તે તમને મારીજ માફક પાળશે. મારા પિતાનુ વચન પાળવા માટે હુ જઇશ. આગળ ક્ષત્રિ વંશમાં જન્મેલા રામચંદ્રજીએ પણ તેમજ કર્યું છે; અને કોશલ્યાજીએ પણ તેમજ કરવા દીધું છે માટે હે માતાજી તમે પણ રજપૂતાણીછો આપણા વંશમાં જે કોઇ હથિયારને ટેક છોડે છે તે પાપી ગણાય છે. માટે મને જતાં કોઈ પણ રીતે અટકાવશો નહીં. તથા તમે પ-

ણુ કોઇ પ્રકારે પણ કલ્પાંત કરશો નહી. રાજદેવી૦—હે પુત્ર ગમે તેમ હો. હુ તને અત્રેથી જવા દેવાની નથી. શાસ્ત્ર પ્રમાણે મારૂં વચન પણ તારાથી તોડાવાનુ નથી- હુ તને જવાને માટે નાજ કહું છું મારે કૌશલ્યા જેવી ખરી રજપૂતાણી નથી કહેવાવું જો તું અહીથી જઇશ તો હું ખરી રજપૂતાણી છું એમ મારો જીવ કાઢી નાખીને સાબીત કરી આપીશ, તુ જા જોઈએ. હુ મારા પ્રાણની જરીક પણ દરકાર કરતી નથી. શૂરસિંહ૦—જો તમે મને નહીં જવા દ્યો તો હું અપજશ પામીને જીવનાર નથી, હું પિતાનું વચન તોડીને અપકીર્તિ મેળવવા જરીક પણ ઇચ્છતો નથી હું મારો દેહત્યાગ કરીશ. આ પ્રમાણે મા દીકરો રકજક કરે છે એટલામાં શૂરસિંહને ભણાવનાર ગુરૂ બારશ ફરવાને આવ્યા તેમણે રાણીને કહ્યું કે શાને માટે આટલી રકજક કરો છે. રાણીએ સર્વવાત કહી અને રોઇ પડી. પછી ગુરૂજીએ કહ્યુ કે હે રાણી'તમારા પુત્રને તમે જવા દ્યો કેમકે એ ટેકીલો છે માટે માનશે નહીં; અને આપઘાત કરશે; એનો સ્વભાવ હું સારી પેઠે જાણ્ છું. આ સાંભળીને રાણી ગળે ફાંસો ખાવા ઉભાં થયાં એટલે મેહેતાજી બોલ્યા, હે રાણી! આ મીથ્યા સ્ત્રી મત શું કરવા કરો છો? એક મારી વાત સાંભળો, તમારા દીકરાની જન્મોત્તરી મેં કરી છે તથા હું શૂરસિંહનું સઘળુ ભવિષ્ય જાણું છું. એના કરમમાં દેશવટે જઈને કન્યા પરણવાનું છે તથા દેવની કૃપા મેળવવાનું છે માટે એને જવા દ્યો, એ ત્રણ વર્ષ પછી મ્હોટાં પરાક્રમ

કરીને પાછો ના આવેતો મારે ને તમારે બન્ને જણે આ-જથી ત્રીજું વર્ષ પુરૂં થતાં ચિતાઓ ખડકીને બળી મરવું, મારૂં આટલુ બ્રાહ્મણનું વચન માનો. હું બીજાઓ જેવો લબાડ બ્રાહ્મણ નથી એ વાતની તો તમને ખાતારી છે, તો શા માટે મારૂં કહ્યું તમે માનતાં નથી. હે રાણી! મારો શૂરસિંહ મને તમારા કરતાં પણ અધિક વ્હાલો છે, રાજકુવર છતાં એણે મારી એવીતો સેવા કરી છે કે કાંઇ કહેવાનીજ વાત નહીં તેમ પરમેશ્વરની કૃપાથી સરસ્વતી પણ એનાપર એવી તુષ્યમાન થઇ છે કે કાંઈ બાકીજ નહીં માટે તમે એને જવા દો

રાજદેવી૦—મહારાજ! જો આપને આ પ્રમાણે ખાતરી હોયતો હું એને જવા દેઉં, પણ મહારાજ મને એ બાબતની શી રીતે ખાતરી થાય? મહારાજ એ તમારો માલ છે, એ છોકરાપર હું અલાણો કરતી નથી. કોણ જાણે કોનાએ પુણ્યનો માં એકનો એક એ મેં જોવાનોછે.

ગુરૂજી૦—હે રાણી! એ શૂરસિંહને મેં મારોજ ગણ્યોછે અને મારા પુત્રથી પણ અધિક સમજુ છું તમને જો ખાતરી ન થતી હોય તો તમે શૂરાને દેશવટે જવાનો પોશાક પહેરાવીને જતી વખતે તમારી કુલદેવીને પગ લગાડો. તે કુળદેવીની મૂર્તિ બોલીને એને આશીર્વાદ દેશે તે પરથી તમને ખાતરી થશે.

રાણી રાજદેવી૦—તોપે પણ એને બહાર કાઢતાં મારો જીવ ચાલતો નથી જો તમે કહો છો તો આપણે એને દેશવટે જવાનો પોશાક પહેરાવીને કુળદેવી પાસે લેઇ જઇએ.

જો એને કુળદેવી આશીર્વાદ દેશેતો એને દેશવટે જવા દ-ઇશ નીકર હુંતો તેને પાછો આણીશ;—મહારાજા! એટલું-તો હું હાથ જોડીને માગી લેઉ છુ. ગુરૂજી૦—લ્યો ભાઇ એમ કરજો; જો તમારી કુળદેવીની મૂરતી શૂરાને આશી-ર્વાદ નાદેતો તેને પાછો તમારે ઘેર લેઇ આવજો. થયું? પછી રાજાએ મોકલેલો કાળો પોશાક શૂરાએ પહેર્યા તે-વખતે રાણીરાજદેવીની આંખમાંથી દડ.દડ આંસુ પડવા લાગ્યા અને તે રડી ઊઠયાં—

### રાગ માઢ. પદ ૧.

હે જુલમી જીવ શું રહે? વેગેકાંન વહે? જુલમીજીવશું રહે? ટેક
કસબી મંદિલ જેહનેરે, હોય કસુંબે પૂર;
ફેંટો કાળો તે ધરેરે, જાવા મુજથી દૂર૦ જુલમીજીવ! શુંરહે૧
જરકસી જામે જેહનેરે, શોભે ગોરે શરીર;
કપડાં કાળાં તે ધરેરે, તનમાં વાગે તીર૦ જુલમીજીવ! ૨
પોઢે નિત્ય પલંગમાંરે, કોમળ જેનું અંગ;
પથ્થરપર ક્યમ પોઢશે તે, થાય હૃદય મુજભંગ. જુલમીજીવ!૩
નિશદિન જેને ન્યાળતી, તવ થાતું મુજને ચેન;
જળવિણ મીન સમા તરફડશે,આ હતભાગીનેન. જુલમજીવ!૪
તલપંતે તુરીએ ચઢેરે, પુત્ર મહારો જેહ;
પગપાળો પરદેશડે તે, કેમ ન દાઝે દેહ? જુલમીજીવ! ૬
ચિત્ત ચચરે કાયા કળેરે, નખશિખલાગી લાહ્ય,
કાળે કપડે કુંવર મારો, નગર તજીને જાય. જુલમીજીવ ૭

રાજદેવી આટલું બોલી એટલામાંતો મુરછા ખાઇને

પૃથ્વીપર પછાડ ખાઈને પડી. હવે શૂરો પોતાના દેશવટે જવાનાં કાળા વસ્ત્ર પહેરી રહ્યો હતો તેણે તથા ગરૂજીએ રાજદેવીને ઉઠાડીને સાવધ કરી પછી મહેલના નીચેના ઓરડામાં કુળદેવીની મૂર્તિ હતી તેની પાસે શૂરાને લેઈ ગયાં પછી શૂરાને ગુરૂજીએ કંકુનો ચાદલો કર્યો અને સાથે રાખવાને એક તરવાર ગુંરૂજીએ આપી. શૂરો પોતાના ગુરૂજીને તેમના પગમાં મસ્તક મુકીને પગે લાગ્યો, અને બોલ્યો.

દુહો૦—આપી વિદ્યા હેત ધરીને, આપ્યો શુભ ઉપદેશ. ભ૦
ગુણવંતા ગુરૂજી તમકેરો ગુણ નવભૂલું લેશ. ભ૦

હે ગુરૂજી! જો વળી જીવતો આવીશ તો આપને મળીશ માટે મારૂં બોલ્યું ચાલ્યું માફ કરજો. ગુરૂજીએ આશીશ દીધી કે તારો જય થાવ. પછી શૂરો પોતાની માને પગે લાગીને બોલ્યો૦—દુહો.

વેઠી વિપત્તિ ઉછેરીયો, વિધ વિધ કીધો ઉપકાર. ભ૦
આવિશ કરવા ચાકરી, જો જીવાડે કરતાર. ભ૦ ૧૦૯

આ વખતે શૂરાની આંખમાં આસું આવી ગયાં પણ તેણે દાબી રાખ્યાં. ગુરૂજી તથા રાજદેવી તો રોઇજ ગયાં. પછી રાજદેવીએ આશરવાદ દીધો કે બેટા ઘણું જીવો પછી ગુરૂજીએ કહ્યું૦—ભાઈ! હવે આ તમારાં કુળદેવીને પગે લાગો પછી શૂરો સ્તુતિ કરવા લાગ્યો.

### વસંત તિલકાછંદ.

**હે દેવિ! સેવિતુજપાય નમું દયાળી,**
**રે'જે સદાય મુજ સ્હાય વિપત્તિ ટાળી,**
**તારા વિના અવરની નથિ ઓથ મારે.**

વિશ્વંભરી તુજ વિના નવકો ઉગારે. ૧
માતા પિતા અવર આનાતી શુ થાયે,
જો તું રહેન જગદીશ્વરિ સદા રહાગે;
માટે મહેશ્વરિ સદા રહિંગારિ સાથ,
રક્ષા કરો ભય હરો રતતું જોડિ હાથ. ૨
દૈત્યો હણ્યા સકળ ખડ્ગ. ખરૂં ધરીને,
ધારી ત્રિશૂળ મુળ ફેડિ હણ્યા અરીને;
દેવો અને સુજનને સુખ પૂર્ણ આપ્યાં,
દાખી દયા દનુજનારિણિ દુઃખ કાપ્યાં. ૩
ક્ષત્રીયના કુળતણી નિતિ પાળવાને,
પાળી પિતુવચન વંશ ઉજાળવાને;
હું જાઉછું નગર છોડિ વિદેશવાટે,
સાથે રહે કુળનિ દેવિતું તેજ માટે. ૪

આ પ્રમાણે સ્તુતિ કરીને શૂરો પગે લાગ્યો એ દેવીની મુર્તિ વાચા પ્રગટ થઇને બોલી.—

ગીતિ.

વિદેશમાં જય કરજે, સતી શિરોમણી સુંદરીને વરજે.
ત્રણ વર્ષે નૃપ થાવા, નમવા મુજને આણી તરફ ફરજે.૧

આ પ્રમાણે કુળદેવીનાં વચન સાંભળીને રાજદેવી રાણિને ખાતરી થઈ અને ગુરૂજીના કહેવા પ્રમાણે શૂરાને દેશવટે જવાની હા કહી. શૂરાએ ગુરૂજીને કહ્યું હે ગુરૂજી! જે ટેક રાખવાનું તમે મને શીખવ્યું હતું, તે ટેક નિભાવવામાં મારી માની રજા અપાવીને મારાપર આપે મોટો

ઉપકાર આજે કર્યો છે. પછી શુરાએ પોતાના પિતાજીને નમસ્કાર કહાવ્યો. હવે તે એક તલવાર માત્ર અને પહેરેલાં લૂગડાં સહીત નગર છોડીને ચાલ્યો પગપાળો છતાં ચપળતાથી રસ્તો કાપતો જાય છે; અને રસ્તામાં જુદા જુદા ઝાડ જનાવર તથા સરોવર જોઇને આનંદ પામતો જાય છે. હવે તેની મા રાજદેવીએ પોતાના મહેલમાં જઇને જોયું તો સઘળું સુનું સુનું જણાવા લાગ્યું અને પોતાના મનમાં ખોટું લાગવાથી ચોધારા આસું ચાલવા લાગ્યાં અને શોકમય થઇ નીચે પ્રમાણે વિલાપ કરવા લાગી.

પદ ૧ લું.

(નાના માતા અમો નહીં જઈએ.—એરાગ)

રે રે કુંવર મારો ક્યાં ગયો, મુખ એનું ન દેખું;
નગર તજીને તે નીસર્યો, રહ્યું દુખનું ન લેખું. રે રે ૧
પરમ કષ્ટથિ ઉછેરિયો, લીધો પ્રભુપાસે માગી;
કુંવર જતાં પેલાં ન ગયો, રે આ જીવ અભાગી. રે રે ૨
મુખ નિરખી ઉરહરખતી, નીત્ય આશીશ દેતી;
શિરકર દઈ ઓવારણા, મુજ બાળનાં લેતી; રે રે ૩
વનમાં ઉઠીને સવારમાં, નમશો કેઇ માને;
કો આગે કુંવર કોડામણા, બેસસો જમવાને રે રે ૪
રમતાં ઉંઘી જતો રાતરે, ત્યારે તરસ્યો જાણી;
સમજાવીને ઉઠાડતી પાતી શીતળ પાણી. રે રે ૫
સૂકાંવને સુત મહારા, તરસ્યા કેમ ફરશો;
મેવા દેનારી માતા વિના, વત્સ ભુખ્યા શું કરશો; રે રે
સ્હેજે જતો તું નિશાળતો, ઉંચું મુજ મન રેતું;

કેમ હવે મન સુખ લહું, કાઢી બાળ હસેતું. રે રે ૮
વિનવું તહારા તાતે, લેઇ વચન હું રાખું;
કાલા કુંવર તુજ કાજ હું, જીવન વારી નાંખું રે રે ૯

આ પ્રમાણે રાજદેવીને રૂદન કરતાં જોઇને દાશીએ કહ્યું બાઇ! કુંવર સાહેબને હમણાં વળાવીને આવ્યાં છો અને આવું કરશો તો અપશુકન થશે. માટે તમારી કુળદેવી સંભારીને ધીરજ રાખો ને એજ માતાજીની કૃપાથી કુંવર સાહેબ કાલે પાછા આવશે, અને પાછો સોનાનો સુરજ ઉગશે. આ સાંભળીને રાણી રાજદેવી રોતાં રહ્યાં. પછી પોતાની કુળદેવીની બાધા રાખી કે હે માજી! જો મારો શુરો ત્રણે વર્ષે હેમ ખેમ આવશે તો હું સહસ્ત્ર ચંડી કરાવીશ; અને શુરો આવશે ત્યાં લગી રોજ એક ચંડી પાઠ મહેતાજીની પાસે તારી આગળ કરાવીશ, અને તું તારી મેળે મારો શુરો જ્યાં જાય ત્યાં તેની રક્ષા કરજે. હવે શુરો જુદાં જુદાં નગર જોતો જોતો જહાંનદાર નગરમાં આવી પહચ્યો, તે વખતે સંધ્યાકાળ થયો હતો, ગુરૂવારનો દિવસ હતો અને વદ અષ્ટમી તીથી હતી. આજે શુરાને અપવાસ હોવાથી નગરમાં કાંઈ ખાવાનું લેવા જવાનું નહોતું. તેથી તેણે વીચાર્યું કે આ નગરના તળાવમાં જઇ સંધ્યા કરી લેઉં. સંધ્યા કર્યા પછી તેજ તળાવના કીનારાપર એક મશીદ હતી તેમાં જઇને સુઇ રહ્યો. એ મશીદમાં કોઇ માનવી આવતું જતું નહોતું. તે થોડીકવાર જાગતો રહ્યો છે, આટલામાં એક ભગભગ કરતો અવાજ થયો એ સાંભળી તે શુરો બેઠો થયો અને પોતાની તરવારની મુઠ

ઝાલીને ચારે તરફ જોવા લાગ્યો. જુવે છે એટલામાંતો અનેક ચીસો પડવા લાગી. તે ચીસો નીચે પ્રમાણે હતી. જહાંપનાહ ઉસમે હમેરા ગુનાહ નહીં હૈ હમ ઉસકી આગે જા સકતે નહીં હૈ હમેરી ફરજ અદાકરને કે બાસતે હમ સબ ગયેથે; લેકીન હમ કયા કરે હમજલને લગે; ખુદાવંતકી નઝર હોવે તો બંદેકું હલાલ કરદો. એક મોહોટો અવાજ બોલ્યો૦—

ઔસયહ કાફરકૌન હૈ ચલો હમેરી પીછે. હમે આગે હોતે હૈ

આગળ માંથાવગરનો ખવીસ અને પાછળ કેટલાં ભૂત એવું ટોળું શુરાને પોતાની તરફ મસીદના અંદરના ઘુમટમાંથી આવતું જણાયું શુરાએ તરતજ પોતાના ગુરૂનું તથા કુળદેવીનું સ્મરણ કરીને ખડ્ગ ખુલ્લું કર્યું અને પગરોપીને ઉભો. ખવીસ એના સામો આવીને થોડેક દૂર ઉભો રહ્યો અને બીજાં ભૂતો ઘણેજ છેટે એની પાછળ ઉભા રહ્યાં. ખવીશ૦—તુંમ હમારે મકાનમેં રાતકોં હમારી પરવાનગી બિગર કયો રહે હો. શૂરો૦—મસીદ ઔર દેવાલયમેં રહેનેમે કીસીકી પરવાનગીકી જરૂર નહીં હૈ. ઉસકા કોઇ માલિક નહીં હોતા હૈ.

ખવીસ૦—કયા કોઇ માલીક નહીં? સારે સહેરમેં જાકે પુછો વહ ખુનગંજ ખવીસ કીયહ મસ્જીદ હૈ. કોઈ યહમકાનકી આગેહોકે જાનહી સકતા હૈજદ તુમહ્યાં રહેને હારે કોન હોતે હો. નિકલો હ્યાંસે, બસા હમ ખુનગંજ આપહૈ. શુરો૦—મેં સચ્ચા રજપુત હું મૈતો ભૂતકું નિકાલને વાલાહું મેરેકો ભૂત નિકાલ નહીં સકતા હૈ. ખવીસ૦—

તખતો નિકલ મૈદાનમેં લડ મેરેસેં. પછી શૂરાની સામે તે ખવીસ એક ભાલો લેઈને આવ્યો કે, શૂરાએ પેંતરો કરીને ઘા ચુકાવી દીધો અને તલવારથી તેના ભાલાનું ફળ કાપી નાંખ્યું; અને એકેદમે દોડતે કે જ્યાં પેલા ખવીસની છાતીમાં તલવારને ઘોચી કે તરત તે ખવીસ અને બીજા સર્વેભૂત અલોપ થઇ ગયાં. શૂરાના મનમાં ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને પાછો પોતે નીરાંતે સુઈ રહ્યો. જોકે શૂરાના મનમાં આશ્ચર્ય થયું હતું ખરૂં પણ તેના મનમાં જરીક પણ ભય ઉત્પન્ન થયો નહોતો. તે થોડીવાર પછી ઉંઘી ગયો અને પાછો અલ્પ નિદ્રા લેઇને જાગ્યો અને પરોઢ થયો એટલે પેહેલાં પાસેના તળાવમાં સ્નાન કરીને સંધ્યા વિગેરે કરી લીધી. અને પછી પોતે નગરમાં ગયો હવે તેણે પોતાનું ગજવું તપાસ્યુ તો સઘળા પૈસા થઇ રહ્યા હતા. ગયા દિવસનો અપવાશી તેથી ખાવાને તો જોઇએ, પણ પૈસા વિગર કશું મળે નહીં, તેથી ત વિચારમાં પડયો. વિચારમાંને વિચારમાં તે બજારમાં ફરતો હતો તેવામાં તેણે બે રજપુત સિપાઇને વાતો કરતા જતા જોયા:—

પેહેલો સિપાઇ૦—અરે યાર ધીરસિંહ! આજે તો તને ઇનામ ના લેવા દેઉ. તે દહાડેતો મારી આંખ્યો આવી હતી અને સુર્યનો તાપ થઇ ગયો એટલે તાકીને નીશાન આંટતાં મેં ભૂલ ખાધી. રાજા સાહેબે આજે ફરીને ઇનામ કાઢયું તો ઠીક થયું. મારે પગાર આવવાની વાર છે અને ઘરમાં ઘઉં થઈ રહ્યા છે અને મૂળચંદ મો

દી રોજ ઉઘરાણી કરવા આવે છે.

ધીરસિંહ૦–પરમેશ્વરની ઇચ્છા હશે તેને ઇનામ મળશે પણ ઇનામ આજે પાંચસેં રૂપીયાનું છે જો એ ઇનામ તને મળેતો તારેતો મજા થઈ જાય. મૂળચંદ મોદી તો તારી પાશે ફક્ત પચાસ રૂપીયા માગે છે. પ્રતાપસિંહ! આપણા રાજા સાહેબ આવાં ઇનામ કાઢે છે તો રજપુત સિપાઈઓને ફાયદા થાય છે એટલુજ નહીં, પણ સર્વ રજપુતોમાં હથિયારની કળા શીખવાની હોશ થાય છે. અને લડાઈની કવાયતમાં હુંશિયાર થયેલા સિપાઈયોથી રાજ્યનું બળ બહુ વધે છે.

આ બન્ને જણ વાત કરે છે.તે સાંભળીને શૂરો તેમની પાશે જઇને બોલ્યો૦–હે ભલા રજપુતો! રાજાએ ઇનામ કાઢ્યુ છે તે રાજાના સિપાઈયોજ લે કે જે કોઇ જીતે તે લે? વળી એ ઇનામ રાજા કેઇ વખતે આપવાના છે? એટલી વાત મને મહેરબાની કરીને કહો.

બન્ને રજપુતો૦–હે પરદેશી! હમારા રાજાજીતો જે કોઇ જીતે તેને આપે છે. દેશી હોય કે પરદેશી હોય પણ જો તે સરતમાં જીતે છે તો તેને ઇનામ મળે છે. આજે તીરવડે નિશાન તોડવાની શરત છે. જે માણુસ સર્વથી વેગલેનું નિશાન તોડે તેને તે ઇનામ આપવાનું છે. વળી આજે ઇનામ રૂ ૫૦૦)નું છે એટલે પોતાને ઘેરથી તીર કમાન લાવવાનાં નથી, કેમકે પોતાને ફાવતાં તીર કમાનથી તો સર્વે નિશાન ઉડાવી દે. આજે તો રાજાજીના અખાડામાંથીજ તીર કમાન આપવાનાં છે, વ-

ણી હમણાંજ એ શરત થવાની છે, અમે બન્ને જણ પ-
ણ ઇનામ મેળવવાની આશાથી જઇએ છીએ.

શુરસિંહ૦– ચાલો ત્યારે હું પણ આપની સાથે આ-
વું. મને પણ ઇનામ મેળવવાની હોંશ છે- હુ પણ જાતે
રજપુત છું મારે આ ગામમાં કોઇની સાથે ઓળખણ
પિછાન નથી.

બન્ને રજપુત૦– તમારા રૂપપરથીજ તમે કોઇ ર-
જપુત છો એમ જણાઇજ આવે છે. આપની ઇચ્છા છે
તો ચાલો અમારી સાથે. માણસ આવે છે તે પોતાનું ભા-
ગ્ય લેતુ આવે છે; માટે જો આપના ભાગ્યનું ઇનામ હશે
તો આપને મળશે આપણે સર્વે નાતભાઇ છીએ.

શુરસિંહ૦–આપનો સ્વભાવ ઘણો માયાળુ જણાયછે

ધીરસિંહ, પ્રતાપસિંહ તથા શુરસિંહ ત્રણે જણ
જ્યાં રાજાએ બાણ વિદ્યાની પરિક્ષા કરવાનું ઠરાવ્યુ હતુ
ત્યાં ગયા. જુવેતો ત્યાં હજારો બહાદુર રજપુતો આવ્યા
હતા કોઇ બુઢ્ઢા, કોઇ આધેર અને કોઇ ઉગતા જુવા-
નિયા હતા.

હોંશીલા રજપુતો જુદી જુદી તરેહના ગપાટા મારી
રહ્યા હતા. પછી થોડીક વાર થઇ એટલાં નેકી પોકારતા
ચોબદારોનો સાદ સંભળાયો; સર્વે સુરા રજપુતો પોતાના
રાજાને માન આપવાને ઉભા થયા. રાજા સાહેબ આવીને
અખાડામાં પોતાને માટે કરેલા આસન ઉપર બેઠા એટલે બાણ
વિદ્યાની સરત જોવાને આવેલા સર્વે લોકોએ "યવનારિસેન
મહારાજકી જય" એવો પોકાર કર્યો પછી રાજાએ પોતા-

ના નોકરોને સાત નીશાન અખાડામાં રોપવાને કહ્યું. દરેક નિશાન એક એકથી કેટલેક અંતરે દાટયું હતું. નિશાન રોપવા માંડયા તે વખતે તો ઈનામ લેવાની ઉમેદવારીથી આવેલા રજપૂતોના મુખ પર આનંદ જણાવા લાગ્યો; પણ જયાં સાતમું નિશાન રોપ્યું એટલે સર્વે રજપુતોનું મુખ તેજજરીક ઝાંખુ પડયું. સાતમું નિશાન એટલું તો દૂર હતું કે ત્યાં સુધી તીર નાખવાની શક્તિજ કોઇમાં ભાગ્યેજ હોય તો તે નિશાન તોડવાનું તો કયાંથીજ બને? પછી એક ભાટે અખાડાની મધ્યમાં ઉભા રહીને રાજાસાહેબનો હુકમ શો છે તે ધાંટો પાડીને કહ્યું. તે બોલ્યો,–હે ઈનામના અને કીર્તિના ઉમેદવાર શુરવીર રજપુતો! અખંડ પ્રૌઢ પ્રતાપ મહારાજા શ્રી યવનારિસેન તમને સર્વને જણાવે છે કે, આ સાત નિશાન પર ઉમેદવાર રજપુતે બાણ નાંખવાં અને જે રજપુતનું બાણ સર્વ રજપુતો કરતાં વેગળેનું નિશાન ઉડાવી દેશે તેને રૂ. ૫૦૦) નું ઇનામ આપવામાં આવશે એટલુંજ નહીં પણ એનાં વખાણ થશે; માટે પઇસાની લાલચે નહીં પણ કીર્તિની લાલચે સર્વે રજપુતો આ સરતમાં પોતાનું બળ અજમાવી શુરવીર મહારાજાની કીર્તિને માન આપશો. આ પ્રમાણે ભાટ બોલ્યો એટલે કેટલાક રજપુતો અખાડામાં ઉતરી પડયા અને તેમને રાજાજીના માણસોંએ ધનુષ્ય તથા બાણ આપ્યાં. ઘણાખરા રજપુતોએ પહેલાં ત્રણ નિશાન સુધી પોતાનાં બાણ લગાવીને નીશાન ભેદી નાખ્યાં. ભાટ ફરીને બોલ્યો કે હજી કોઈ ચોથું નિશાન તોડે એમ છે?

ભાટનો આવો શબ્દ સાંભળતાંજ બે રજપુત જુવાનો અ-ખાડામાં ઉતરી આવ્યા. આ બંને જુવાન જેમનો સંગાથ આપણા શુરાને થયો હતો તે ધીરસિંહ અને પ્રતાપસિંહ હતા. ધીરસિંહે! જે તીર ચઢાવી મુક્યું તે ચોથા નિશાનમાં પેશી ગયું; પણ આપણા પ્રતાપી પ્રતાપસિંહે તીર ખેંચીને મુક્યું કે પાંચમા નિશાનની આરપાર નીકળી ગયું, હવે છઠું નિશાન રહ્યું તે તોડવાને બીજો કોઇ રજપુત અખાડામાં આવીને ના ઉભો રહ્યો, એટલે રાજાએ પ્રતાપસિંહને સાબાશી આપીને કહ્યું કે ધન્ય છે તમે ખરા રજપુત સિપાઇ છો, સર્વે રજપુતો તમારા જેવાજ થાવ એવી મારી પરમેશ્વર પ્રતિ પ્રાર્થના છે. આ પરથી પ્રતાપસિંહને ઈનામ મળશે એવો સર્વને નિશ્ચય થયો. પછી રાજા પોતે ધનુષ્ય બાણ લેઇને છઠું નિશાન તોડવાને તૈયાર થઈને બોલ્યો હું ,આ જે નિશાન તોડું છું તે ઇનામને માટે નથી તોડતો હુંતો મારા રજપુત ભાઇઓને ખાતરી કરી આપવા ઈચ્છું છું કે હું ઇનામ આપીને આવી સરતો જોવાનો શોખી છું એટલુંજ નહીં પણ આપણા રજપુતોની રમતનો મને ખરેખરો શોખ છે. પછી રાજાએ તાકીને બાણ માર્યું કે છઠું નિશાન ભેદાઇ ગયું. પછી રાજા બોલ્યા કે આ સાતમું નિશાન તો મેં અમથું કરાવેલું છે; એટલે સુધી તીર નાખનાર મેં કોઇ જોયો નથી તો એને તોડનાર તે કોણજ હોય? આ પ્રમાણે કહીને રાજા પોતાની ગાદી પર બેઠા, પેલો રાજાનો ભાટ પ્રતાપસિંહને ઇનામ મળ્યું છે એમ કહેવાને ઉઠે છે એટલામાં તો આપણો શુરવીર શુરસિંહ

અખાડા વચ્ચે આવીને રાજાને કહેવા લાગ્યો કે હે શુરવીર રાજા હું આ સાતમું નિશાન તોડવાને ઇચ્છું છું, પણ આ તમારા અખાડામાં આણીને મુકેલાં ધનુષ્યથી વધારે જબરૂં ધનુષ્ય જોઇએ માટે તે આપના માણસો પાસે મંગાવી આપશો.

રાજા૦—હે ભાઇ! આથી વધારે મોટાં ધનુષ્ય તો થતાંજ નથી તો તમને ક્યાંથી લાવી આપીએ.

શુર૦—આપનાં ઘરડાઓનાં હથિયાર આપની શસ્ત્ર શાળામાં હશે ત્યાંથી એકાદ અસલના વખતનું કામઠું મને મંગાવી આપો.

રાજા૦—અમારા ઘરડાનાં ધનુષ્ય તો એવાં છે કે અમારા તમારા જેવા હાલના રજપુતથી ખેંચી શકાય પણ નહીં. તેવી કમાનને તમે શું કરશો સાતમું નીશાન તો મેં અમથું રોપાવ્યું છે. એ કોઇથી ઉડાવાય તેમ નથી.

શૂર૦—આપને એ વાતની કાળજી કરવાની જરૂર નથી; એ ધનુષ્ય ચડાવવાનું પણ મારે છે અને એ નિશાન તોડવાનું પણ મારે છે. આ પ્રમાણે શૂરાનું બોલવું સાંભળીને રાજાએ પોતાના નોકરોને પોતાના હથિયારના ઓરડામાંથી પોતાના કોઈ પૂર્વજનું ધનુષ્ય લાવવા મોકલ્યા. શૂરો પોતે અખાડા વચ્ચે ધીમે ધીમે આમ તેમ ફરે છે. સઘળા રજપૂતો તથા જોવા આવેલા માણસો તો આ શૂરાનું બોલવું સાંભળી દીંગમૂઢ થઇ ગયા. વળી કોઇ તો એમ બોલવા લાગ્યા આ માણુસ તો ગાંડો થઈ ગયો હશે. આપણા રાજા જેવો કોઇ બાણાવળી નથી; તે

પણ જ્યારે સાતમું નિશાન ઉડાવવાનો વિચારજ નથી રાખતો તો બીજો તે કોણ એ નિશાન ઉડાવશે. કોઇ એમ પણ કહેવા લાગ્યા કે ભાઇ એનું કાંઇ પ્રમાણ નહીં, માણસ કોઇ બીજા દેશનો જણાય છે; બળને બુદ્ધિનો કાંઇ પાર છે ?

રાજાએ મોકલેલા માણસો અસલ વખતનું ગંજાવર ધનુષ્ય તથા ભારે શલ્ય જેવાં ભાલોડાં લેઇને આવ્યા. શૂરાએ તેમની પાસેથી ધનુષ્ય લીધું અને એક સપાટામાં પણછ ચઢાવી. આ જોઇને સર્વે રજપૂતો રાજા સહિત અપાર આશ્ચર્ય પામ્યા. સૌના જોતા જોતામાં તેણે ધનુષ્ય પર ભાલોડું ચઢાવ્યું; અને એકવાર તેણે કાનરાખી તે કામઠું ખેંચ્યું. શૂરાનું આવું બળ જોઇને રાજાના મનમાં તો તેને ઈનામ આપી દેવાનું થયું, પણ રાજા બોલવા જાય છે એટલામાં શૂરાનું બાણ છુટીને સાતમા નીશાનને ભેદીને પેલી પાર એક ખેતરવા દૂર જઇને પડયું. રાજાએ આ વખતે પોતે ઉઠીને શૂરાનો હાથ પકડીને ખૂબ તેનાં વખાણ કર્યા. બધા રજપૂત સિપાઈઓએ સાબાશ ! એવા પોકાર કરી મૂકયા. રાજાએ તરતજ શૂરાને રૂ ૫૦૦, નું ઈનામ આપ્યું અને ઉપર સવળો પોશાક પણ નવો મગાવીને આપ્યો, અને કહ્યું કે તમે પણ રજપૂતના દીકરા અને પરદેશી છો માટે આજે મારે ત્યાં જમવાને સારૂં પધારો તો સારૂં.

શૂરસિંહ૦—હે બહાદુર રાજા તમે જાતે બહાદુર છો માટેજ બહાદુર રજપૂતોપર પ્રીતિ રાખો છો. આપે મારા

ઉપર હાલ જે મમતા બતાવી તેથી હું આપનો આભાર માનુછું; પણ હું દેશ છોડીને જરૂરના કામે નીકળ્યો છું, માટે આપનું દીધેલું નોતરૂં હું માન્ય કરી શકતો નથી તેથી આપ ક્ષમા કરશો. હું આપનું નગર છોડીને ઉતાવળે જવાનો છું. ફરીને કોઇવાર આપના નગરમાં આવીશ ત્યારે આપને મળીશ. પછી શૂરો તથા રાજા બન્ને જણ રજપૂતની રીત પ્રમાણે હળી મળીને જુદા પડ્યા. સઘળો અખાડો વેરાઇ ગયો. શૂરસિંહ, રસ્તામાં ચાલતો હતો તે વખતે સર્વનું ધ્યાન એની તરફ વળેલું હતું, પણ એનું ધ્યાન તો પોતાનો સંઘાત કરનાર પ્રતાપસિંહ તથા ધીરસિંહને ખોળી કાઢવામાં ચારે તરફ ફરતું હતું. એ ચારે તરફ જોતો હતો એવામાં તેણે પ્રતાપસિંહને જોયો, એટલે તેણે ધાંટો પાડીને પ્રતાપસિંહને બોલાવ્યો. પ્રતાપસિંહ તેની પાસે હસતો હસતો આવ્યો અને કહ્યું—શૂરસિંહજી! મેંતો જાણ્યું કે રાજાજી પોતાની જોડે તમને તેડી ગયા હશે; પણ રાજાએ આજે ભૂલ કરી છે; તમારા જેવા શૂરવીર રજપૂતને તો પોતાને ઘેર પરોણા તરીકે રાખવો એ રાજાનો ધર્મ છે

શૂરસિંહ—પ્રતાપસિંહજી! રાજા સાહેબે તો મને નોતરૂં દીધું હતું, પણ મેં ના કહી; એવા મોટા કારખાનામાં આપણને ના ફાવે. વળી મારે કામ છે તેથી આજેજ અહીંથી ઉપડવું છે. પણ ભાઇ! આજે આપણે અખાડામાં જતા હતા તે વખતે તમે ધીરસિંહ આગળ કહેતા હતા કે મારે રૂપૈયાની હાલ ભીડ છે, અને મૂળચંદ મોદીનું

દેવું છે; માટે મહેરબાની કરીને મને પાંચસે રૂપૈયા મળ્યા છે તેમાંથી ત્રણસે આપ લેઇ લ્યો, મારે હાલ વધારે રૂપૈયાની જરૂર નથી.

પ્રતાપસિંહ૦—ભલા શૂરસિંહ! તમે ઈનામ મેળવ્યું છે તેમાંથી મારાથી કેમ લેવાય? એ ઈનામ લેતાં મહેનત આપને પડી છે કે મને?

શૂરસિંહ—હું પણ રજપૂત છું, અને રજપૂતનું મેળવેલું ધન શુરવીર રજપૂત બચ્ચો નહીં વાપરે તો બીજું કોણ વાપરશે? માટે હું આપને આપણી રજપૂતોની માતા રૂપ આ તલવારના સોગન દેઇને કહુંછું કે તમે આમાંથી લ્યો. નાણાની તંગી તમે શા માટે વેઠો છો. વળી તમે કહેતા હતા કે ઘરમાં ઘણું થઇ રહ્યા છે. આવી તંગી રજપૂતના દીકરાને હું જાણીને કદી વેઠવા દેનાર નથી. આમાં કાંઇ તમારાપર મારો ભાર ચઢવાનો નથી. આપણે આજ ઓળખાણ થયું છે અને છેવટે રજપૂતનું લોહી એક છે. વળી એક રીતે જોતાં તો તમારો પણ ઇનામનો હક્ક ખરો—કેમકે પાંચમું નિશાન તમે તોડયું છે અને રાજાએ પ્રથમ ઈનામ આપવું તમનેજ ધાર્યું હતું.

પ્રતાપસિંહ—હા તે સઘળી વાત ખરી પણ મારો જીવ તમારી પાસે કશું લેવાની હા કેહેતો નથી. આપ મને શું કરવાને સોગન ઘો છો?

શૂરસિંહ—લ્યો હવે હું એટલુંજ કહું છું કે હું આપની સાથે મિત્રતા બાંધું છું અને એટલુંજ કહું છું કે આપણી મિત્રતાના હક પ્રમાણે તથા તલવારના સોગન પાળીને

મારી પાસેથી આપ લ્યો. હવે વચમાં મિત્રતા તથા તલવાર છે. માટે આપ આટલી મારી વિનંતી સ્વીકારીને મારાપર ઉપકાર કરો. પછી પરદેશીની મિત્રતા આપને ના કરવી હોય તો આપ જાણો.

પ્રતાપસિંહ—ત્યારે હું પણ મિત્રતાના હકમાં એટલું માગી લેઊં છું કે આપ મારે ઘેર આજનો દિવસ મિજબાન મિત્ર તરીકે રહો; અને મારે પચાસ રૂપૈયા મૂળચંદ મોદીને આપવા છે તે લેઊં છુ, તથા મારે દાણા ભરવા છે તેને માટે પણ હું પચાસ રૂપૈયા લેઇશ. આ પ્રમાણે હું આપની પાસેથી રૂપૈયા સો લેઈશ; આપ મને વધારે આપવા ધારો છો તે હું કદી લેવાનો નથી. વળી મારી મિત્રતા આપ જેવી કરો છો તેવી હમેશ નિભાવજો.

શુરસિંહે પ્રતાપસિંહનું કહેવું કબુલ રાખ્યું. પછી તે બન્ને પ્રતાપસિંહને ઘેર ગયા. પ્રતાપસિંહ ન્યાયી અને શુરવીર રજપૂત હતો, તે ઘણી સારી રીતે કમાતો હતો પણ તેના ઘરડાઓ દેવું ઘણું કરી ગયા હતા તેથી તે ગરીબનો ગરીબ રહેતો; અધુરામાં પૂરૂં તેને ચાર દીકરા તથા ત્રણ રાંડેલી બેહેનો હતી તેની સ્ત્રી વિવેકસુંદરી ઘણીજ સારી તથા વિવેકી સ્ત્રી હતી. આવા બહોલા ખટલાના કામમાં પણ તે કદી ગુંચવાઈ પડતી નહોતી. સઘળું કામ હસતે મ્હોડે તથા સારી રીતે કરતી હતી. પોતાના પતિને પૈસા ટકા માટે તે કદી પણ સંતાપતી નહોતી. આથી પૈસાની તંગી છતાં પણ પ્રતાપસિંહને અતિશય સંતાપ સહન કરવો પડતો નહોતો. શુરસિંહને પ્રતાપસિંહે

પોતાને ત્યાં એક રાત્રી સારી પરોણાગત કરીને રાખ્યો અને બીજે દિવસે જમ્યા પછી શુરો જહાનદાર નગર છોડીને જવા તૈયાર થયો. નીકળતી વખતે શુરાએ જાણ્યું કે આવા બહોળા કુટુંબમાં આ પ્રતાપસિંહે સો રૂપૈયા લીધા તેતો કાંઇએ અટવાઇ જશે માટે મારે કાંઇ યુક્તિ કરીને એને વધારે આપવું જોઇએ. પછી તેણે પ્રતાપસિંહની ત્રણ બેહેનોને પસલી તરીકે સાત સાત રૂપૈયા આપ્યા. તથા પ્રતાપસિંહની સ્ત્રીને પોતે બેહેન કહીને બોલાવી હતી તેથી સાસરવાસા તરીકે રૂ. ૫૦) આપ્યા અને ચાર છોકરાઓને ભાણેજ ગણીને રૂપૈયા દશ દશ આપ્યા. અને પ્રતાપસિંહને તે જતી વખતે છાતી સાથે દાબીને ભેટયો. આ વખતે શુરાને પ્રતાપસિંહે મિત્રતાની નિશાની તરીકે પોતાના ઘરડાંના સમયની એક પાણીદાર, સુંદર અને કીમતી કટારી આપી-

હવે આપણો શુરો જહાનદાર નગરથી ઉપડયો અને પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યો. આ વખતે એવો મંદ મંદ વાયુ વાતો હતો કે થાક તો લાગેજ શાનો. ઝાડ વિગરે પણ ઘણો સુંદર દેખાવ દેઇને શુરાની દૃષ્ટિને આનંદ પમાડતાં હતાં. પક્ષી પણ જુદા જુદા રંગનાં આમ તેમ ઉડતાં હતાં તથા મધુર અવાજથી કાનને સંપૂર્ણ સુખ ઉપજાવતાં હતાં. શુરો મૂળે તો પરદેસી માર્ગનો અજાણ્યો અને આવા મનોહર દેખાવમાં લીન થયેલો તેથી એમને એમ આગળ ચાલ્યો ગયો. જેમ જેમ તે આગળ જતો ગયો તેમ તેમ વધારે સુંદર દેખાવ નજરે પડવા લાગ્યા.

બાવળિયાને ઠામે ગુલાબના છોડવાઓ ફુલ સહીત નજરે પડવા લાગ્યા. ખાટા કાતરાવાળી આંબલીનાં ઝાડને ઠેકાણે તો સુંદર લીંબુડીઓ નજરે પડવા લાગી. વળી કઠણ કોઠાંવાળી કોઠીઓને બદલે ચીકોતરાં, જામફલ, દાઢિમ વિગેરે મિષ્ટ ફળોનાં વૃક્ષ નજરે પડવા લાગ્યાં. આ સમયે બાર પર એક વાગ્યો હતો તોપણ જરાએ તાપ લાગતો નહોતો. શુરો તો તેથી બપોર ગાળવા પણ ન રહ્યો અને રસ્તો કાપ્યે ગયો. સાંજના ચાર વાગ્યા પણ કોઇ નાનુંગામડું પણ ન આવ્યું. શુરાનું મન આગળ આવતો સુંદર દેખાવ જોવાને આતુર હતું તથા તેના મનમાં એમ પણ હતું કે રાત પડતાં પેહેલાં કોઇ ગામ પાસે જઇ પહોચું તેથી તે વધારે પગ દાબીને ચાલવા લાગ્યો. ગામ તો ના આવ્યું પણ સાંજ તો આવી. ઉલટો વનના વધારે મધ્ય ભાગમાં આવી પહોચ્યો.

શૂરો એક પાણીનો સુંદર ઝરો મનોહર રીતે વહેતો હતો ત્યા આવ્યો એટલે સૂર્ય આથમવા લાગ્યો. શૂરાએ વિચાર કર્યો કે હવે આગળ ચાલવું નહીં. કેમકે રાત વધારે જાય અને કોઇ વધારે વિકટ જગોએ જઇ ચડીએ તેથી ઉલટું નિરાંતને બદલે ઉપાધી જેવુ થઈ પડે. આથી તેણે તે ઝરાના શીતળ જળમાં સ્નાન કર્યું અને સાંજની સંધ્યા કરી. શૂરાનું મન આશ પાશનો સુંદર દેખાવ જોઇને સંપૂર્ણ શાન્ત થયું હતું, તેથી સંધ્યા કરતી વખતે તેનું ચિત્ત રૂડી રીતે એકાગ્ર થયું હતું. આથમતા સૂર્ય ભગવાનને તેણે અર્ધ્ય આપ્યા, અને પછી કુદરતી દેખાવ જોતા શૂરો

તે ઝરાના તીરપર નીરાંતે બેઠો. હજી અંધારૂં થઈ ગયું નહોતું. આ ઝરાના કિનારા પરની રેતી ધોળી અને બારીક હતી તે રૂપાની રેતી જેવી જણાતી હતી. ઝરાના નિર્મળ પાણીથી આકાશનું પ્રતિબંધ આશમાની રંગનું પરમ આનંદકર જણાતું હતું. આશપાશ કિનારે સારાં સારાં ફુલનાં અને ફળનાં ઝાડ તથા વેલા ઉગ્યાં હતાં. દ્રાક્ષના વેલાઓના કુદરતી મંડપ થઇ રહ્યા હતા. અતિશય મનને લોભાવનારાં અનાસને ઝાડે અનાસ લટકતાં હતાં. આ શિવાય બિજાં અનેક પ્રકારનાં ઝાડ, વેલા તથા છોડવા અત્રે ઉગેલા હતાં. આવા કિનારાપર શૂરો હવે ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેને એમ થયું કે આ ફળ ઘણાં સુંદર જણાય છે, તેમાં લાવ જોઇએ એક તોડીને ખાંઉ, ચાલીને આવ્યોછું માટે થોડી ઘણી ખાવાની રૂચિ પણ થઇ છે. શૂરાએ એક સુંદર અનાસ તોડયું અને પોતાની કટારીથી તે તેણે કાપ્યું એટલે અંદરથી એક શોળ વર્ષની નવયૌવના રૂપ રૂપના અંબાર જેવી બાઈડી નીકળી. તે જોઇને શૂરાને તો ઘણો અચંબો લાગ્યો અને શૂરો તે પૂછવા લાગ્યો કે હે સ્ત્રી! તું કોણ છે, અને આ ફળમાં કયાંથી?

સ્ત્રી૦—હે મુસાફર! હું એક રાજાની કુંવરી છું, પણ વખાની મારીછું. આ વન એક જાદુગરનું છે; તે જાદુગર જે કોઇ આ વનમાં આવે તેને ફળરૂપ બનાવી દેતો. તે હાલ મરીગયો છે. આ સઘળાં ફળમાં પણ માણસ, પસુ, પક્ષી, વીગેરે પ્રાણીઓ છે. આ સર્વે પ્રાણીઓને

ફળની બહાર શું થાય છે તે સઘળું જણાય છે પણ બહારનાં પ્રાણીઓને અંદરનાં પ્રાણીઓ જણાતાં નથી તથા અંદરનાં પ્રાણીઓના શબ્દ પણ બહારના પ્રાણીઓથી સંભળાતા નથી. આ જાદુગર થોડાક દિવસ થયાં મરીગયો છે, પણ તે મરતી વખતે આ બધાં પ્રાણીઓને છુટાં કરતો ન ગયો. મારી વાત જો હે પરદેશી! તમારા માનવામાં ના આવતી હોય તો બીજું કોઇ ફળ લેઇને તોડી જુઓ.

તે સ્ત્રીનાં આવાં વચન સાંભળીને શૂરાએ પાસેના દ્રાક્ષ મંડપની પાસે જઇને એક દ્રાક્ષ તોડી અને તે લીલી દ્રાક્ષના દાણાને ફોડયો એટલે એક મહોટો ઘોડો નીકળ્યો. તે ઘોડો એવો તો સુંદર અને મજબૂત હતો કે જો એવો ઘોડો કોઇ વેચાતો લેવા જાય તો ચાર પાંચ હજાર રૂપૈયા બેસે. વળી તે ઘોડાપર ઉંચી જાતનો કીમતી સામાન પણ માંડેલો હતો. શૂરો તે ઘોડાપર બેઠો અને આમ તેમ ફેરવી જોયો. તેણે વળી ઘોડે બેઠે બેઠે એક દાડમડીપરથી દાડમ તોડયું; અને તે પરના છોતરાં ઉખાડ્યાં એટલે એ દાડમમાંથી અનેક પોપટો નીકળ્યા અને સર્વે જોત જોતામાં ચી ચી કરતા ઉડી ગયા. આથી શૂરાના મનમાં તો ગમત થવા લાગી. તેના મનમાં એમ આવ્યું કે લાવ્ય એક બીજુ ફળ કાપું; તેમાંથી કોઇ માણસ નીકળે છે? તેણે ઘોડે બેઠે બેઠે ફરીને એક પપૈયાના ઝાડ પર પપૈયા હતા તેમાંથી એક પપૈયાને પોતાની કટારી મારીને

તેમાં કાપ પાડ્યો; એટલે તે પપૈયામાંથી તેર ઘોડે સ્વારો નીકળ્યા. તેમાંનો એક તો એના વેશ પરથી કોઈ રાજાના કુંવર જેવો જણાતો હતો અને બાકીના બાર તેની ફોજમાંના સીપાઈયો હોય તેવા જણાતા હતા. આ તેર સવારોને જોઇને પેલી અનાસમાંથી નીકળેલી સ્ત્રીએ તો કાળી રાડ પાડી. પેલા રાજકુંવર જેવા બાર સવારોના સરદારે ધાંટો પાડીને કહ્યું, "પકડો એ મૂર્ખ સ્ત્રીને, પકડો, છેવટે એ હાથમાં આવી છે." તે સ્ત્રી શૂરાને કહેવા લાગી હે ભલા મુસાફર! આ દૂષ્ટ લોકોથી મારૂં રક્ષણ કર; તું મને આ પાપીઓના હાથમાં જવા ના દઈશ. હું તને મારા ધર્મના ભાઇ તરીકે વીનવું છું કે તું મારૂં રક્ષણ કર. પછી શૂરાએ તે સ્ત્રીને કહ્યું કે હે બહેન! તું મારા ઘોડાની પાછળ રહે, તું ડરીશ નહીં. એ દુષ્ટ લોકોને હું મારી તલવારથી કતલ કરી નાખીશ. શૂરાએ તો પછી પોતાની તલવાર મેણમાંથી ખેંચી એટલે તો તેની આશપાસ પેલો ખુનગંજ ખવીસ પોતાની ભૂત સેના લેઇને ફરવા લાગ્યો. શૂરાની તરફથી તે ખવીસે મદદ કરીને પેલા તેરે સ્વારેનો મારી નાખ્યા. શૂરાને આ દેખાવ જોઇને અચએો લાગ્યો, કે ખુનગંજ ખવીસની જોડે તો મારે લડાઇ થઇ છે અને આણે તો મારૂં ઉપરાણું લેઇને સામા આવેલા તેર સ્વારને મારી નાખ્યાઃ—આ શું!!! પછી શૂરાએ તે ખવીશને પૂછ્યું કે હે મિયા ખુનગંજ! તમે મારી સાથે ક્યાંથી? મારે ને તમારે તો તમારી મસીદમાં ગયે પરમ દહાડે ઝપાઝપી થઇ હતી, અને તમને મારી મદદે આવવાનું ક્યાંથી સુજ્યું? ખુનગંજ ખવીસ૦—વો બાત તો સચ્ચ

હે લેકીન તેરા ગુરૂને તેરેકું જો તલવાર દી હે ઉસમે સબ કરામત હૈ. એ તલવાર તુંને મેરી છત્તીમેં જીસ બખ્ત લગાઇ ઉસ બખ્તસેં મેરેકો તેરી તલવારમેં રહેના પડતા હૈ. જબ તું મ્યાન ખોલતા હે તબ મેરેકો બહાર નીકલના પડતા હૈ ઔર તેરી લડાઇમેં મદદ કરની પડતી હૈ. શૂરાએ આ સાંભળીને પોતાના મનમાં પોતાના ગુરૂનો ખૂબ ઉપકાર માન્યો અને તલવાર મ્યાનમાં ઘાલી એટલે પેલો ખુનગંજ ખવીસ અને તેની સઘળી ભૂત સેના પણ અદૃશ્ય થઇ ગઇ.

હવે શૂરાએ પેસી સ્ત્રીને કહ્યું કે હે બેહેન! હવે તારો સઘળો હેવાલ તું મને કહીશ? તું કયા રાજાની દીકરી અને શામાટે તું આ જાદુગરના વનમાં આવી ચઢી? હવે તારે ક્યાં જવું છે? એ સઘળી વાત તું મને ધીરજ રાખીને કહે.

સ્ત્રી૦—હે પરદેશીવીરા! મારા કર્મની કહાણીનો કાંઇ પાર નથી. હું જો કે રાજાની દીકરીછું તો પણ દુઃખ વેઠવામાં કાંઈ બાકી રાખી નથી.

દુહા.

દુઃખ દુનિયામાં સર્વને, કંઇ રંક અને કંઇ રાય ભલા૦
જ્યમ તડકોને છાંયડો, નિત આવે ને વળિ જાય૦ ભ૦ ૧૧૦

તેવીજ રીતે મારા પિતા ઇન્દ્રસિંહ પણ એક વખતે સૌરનગરના મહારાજાની પદવીએ વિરાજતા હતા. પણ પછીથી એક ત્રાસસેન નામના રાજાએ અમારા રા-

જયપર ચડાઇ કરી અને અમારૂં લશ્કર હાર્યું એટલે મારા પિતાજી પોતાના વિશ્વાસું માણસ સાથે નગરમાંથી છાના માના નીકળી જઇને ડુંગરમાં રહેવા લાગ્યા. હું પણ મારાં માતા પિતાજીની સાથે પહાડમાંજ રહેતી હતી. અમારા માણસો પાછળથી બાતમી લાવ્યાં કે ત્રાસસેન મને પરણવાને સારું ઇચ્છે છે અને મારી ખોળ કરવા ફરે છે. પછી મારા પિતા મને વધારે સાચવીને રાખવા લાગ્યા. પણ મારા પિતાને છેવટે લશ્કર એકઠું કરીને એની સાથે લડવું હતું. માટે મારી સાચવણી કરવી તથા ઠામે ઠામ ફરીને લશ્કર એકઠું કરવું એમને ફાવતું નહોતું. તેથી તેમણે મને પરણાવીને કોઇ સારા રાજાને આપવાનો નિશ્ચય કર્યો. મારા વહાલા અને સમજુ પિતાજીએ આવો સંકટનો સમય છતાં પણ મારા લગનની બાબતમાં મારી સખી પાસે મારો મત પૂછાવ્યો. મહારા પિતાના મિત્ર રાજા પ્રચંડસિંહના દીકરા સૂર્યસેન પર નહાનપણથીજ મારી પ્રીતિ હતી. તેની સાથે પરણાવવાને મારા પિતાને મેં મારી સખિ પાસે કહેવડાવ્યું. મારા માયાળું પિતાજીએ એ વાત ઘણા આનંદ સાથે કબુલ રાખી; કેમકે એમ બનવામાં કાંઇપણ હરકત પડે તેમ નહોતી. તેથી મારા પિતાજીએ પ્રચંડ સિંહને એ વાત કહાવી. તે તો એ વાતમાં બહુજ રાજી હતા; તો પણ તેમણે મારા વહાલા સૂર્યસેનને એ વીષે પૂછાવ્યું તો તેમણે તરતજ આનંદથી હા કહ્યું, એટલુંજ નહીં પણ પોતાની વહાલી વિધુવદનીને પોતાના માણસ સાથે છાનો પત્ર મોકલીને પોતાની ખુશી બતાવી. હે બાઇ

પરદેશી! મારૂં નામ વિધુવદની, અરે આ સમયે મારા સૂર્યસેન ક્યાં હશે?

શૂરો—પછી આગળ શું થયું એ કહો. જે આગળ થઇ ગયું એ તો થઇ ગયું અને હવે આગળ જે થવાનું હશે તે થશે. બહેના તમારી વાત બધી મને કહો પછી શું કરવું તે આપણને સુજ પડે. બહેન વિધુવદની! પછી શું થયું?

વિધુવદની૦—મ્હારા પતિ મને પરણવાને ફક્ત પોતેજ ઘોડેસ્વાર થઈને આવવાના હતા તે પ્રમાણે તે આવ્યા; હું પરણીને તેમનીજ સાથે એકજ ઘોડા પર બેશીને મારે સાસરે જતી હતી. મારા મનમાં આ વખતે અનેક વિચાર આવતા હતા. હુ સાસરે જઇ મારા પતિની સાથે નાના વિધ સુખ ભોગવીશ. અમારો ઘોડો જંગલમાં ચાલ્યો જતો હતો અને મારા પતિની પાછળ હું એમને મજબુ રીતે પકડીને પડી ન જવાય માટે બેશી રહીને ઉપર પ્રમાણે વિચાર કરતી હતી. પણ—

દુહો.

નહીંરે ભરોંસો પલ તણો, પળમાં જળનું સ્થળ થાય;
ભલાજી પલમાં૦
સુખ સમૂળુ ઉખડી જઇને, દુ:ખ આવી દેખાય.
ભલાજીરે દુ:ખ૦ ૧૧૧

તેજ પ્રમાણે મારે પણ થયું. પોતાની સેના લેઇને સીકારે નીકળેલો ત્રાસસેન રાજા પોતે અમને રસ્તામાં મળ્યો.

તે રાજા પોતે મને ઓળખતો ન્હોતો; પણ અમારા પક્ષમાંથી ફુટીને શતરૂના પક્ષમાં ગએલા એક માણસે મને ઓળખી તેણે ત્રાસસેનને કહ્યું કે, હે રાજા જે સ્ત્રીને તમે ખોળો છો તે સ્ત્રી તો મીઢળ માંધીને પરણીને પેલા કોઇ રજપુત સાથે ઘોડે બેસીને જાય છે. આ સાંભળીને તે પાપી ત્રાસસેન લશકર લેઇને અમારી પછાડી પડયો. મારા પતિએ પણ પોતાનો ઘોડો જોરથી મારી મુકયો. હું પણ તેમને સજડ ચોટીને બેશી રહી. ફકત ત્રાસસેન તથા તેના બાર સ્વારો અમારી પાછળ લાગુ રહ્યા. એવામાં મારા પતિના ઘોડાપરથી હું તો પડી ગઇ મારા પતિનો ઘોડો તપી ગયેલો હોવાથી તેમનાથી તે ઘોડો રોકી શકાયો નહીં. અને તે કયાં ગયા તેની મને કશી ખબર નથી. પેલા ત્રાસસેન તથા તેના બાર સ્વારોના ઘોડા પણ તપી ગયા હતા તેથી કેટલેક દુર સુધી તો તેઓ રોકયા છતાં પણ આગળ દોડી ગયા; હું તો પડી ગઇ તોપણ બેબાકળી ઉઠી અને આમ તેમ સંતાવાનું ખોળવા માંડી. પણ એટલામાં તો વેગળે એક માણસ જણાયો. તેના હાથમાં સિન્દુરવાળી લાકડી હતી. તેણે મેલાં ઘેલાં લુગડાં પેહેરેલાં હતાં અને તેનું બાબરીવાળું માથું ઉઘાડું હતુ. તેને જોઈને મને ભય લાગવાને બદલે આનંદ થયો; કેમકે આવી વખતે કોઇ માણસ આવી પહોચે તો બહું સારૂં થાય એવું હું મારા ખરા.દિલથી ઇચ્છતી હતી. તેણે મને દેખી કે તરતજ મારી સામે સિન્દુરવાળી લાકડી ધરી અને જરીક બબડયો, એટલામાં હું આ અજાસના ઝાડને અજાસ થઇને વળગી. મારાથી

અન્નાસમાંથી બધું બહાર જણાતું હતું તેથી જ્યારે મારી પાછળ પડેલો ત્રાસસેન પોતાના સ્વાર સહીત ઘોડા પાછા વાળીને આવ્યો તેને જોઇને મને ભય ઉત્પન્ન થવા લાગ્યો. પણ એ મને અલોપ થઈ ગએલીજોઈને અચંબો પામતો હવો તેથી મને ખાતરી થઇ કે તે મને જોઇ શકતો નથી; અને પછી મારો સઘળો ભય જતો રહ્યો. પણ ફરીને મને જોતાં માલુમ પડયું કે પેલા જાદુગરે પોતાની લાકડી તે તેર સ્વારો તરફ રાખીને કાંઈ મંત્ર ભણવા માંડયો તથા પેલા તેર સ્વારો પોતાના ઘોડા સહિત એક પપૈયાને રૂપે થઇને પપૈયાને ઝાડે ચોટયા. તમે પછી આવીને જે અન્નાસમાં હું હતી તે અન્નાસ કાપ્યું અને પેલી દ્રાક્ષમાંથી ઘોડો કાઢયો- અને આ પપૈયામાંથી નીકળેલા તેર સ્વારોને પણ તમેજ તમારી ચમત્કારીક શક્તિવડે નાશ પમાડયા. એ તેરમાં જે રાજાના કુંવર જેવો જણાતો હતો તે રાજા ત્રાસસેનજ હતો. આ સઘળી વાત સાંભળીને શુરસિંહ ઘણો આશ્ચર્ય પામ્યો અને બોલ્યો૦—હે બેહેન! વિધુવદની! તમારે તમારા પતિ સુર્યસેનને મળવાની ઈચ્છા છે? વિધુવદની૦—ઇચ્છા છે? અરે હુંતો એમનાં દર્શન કરવાને તલપી રહી છું. હે વીરા! જો તમે મારા પ્રાણનાથ આણી આપશો તો હું આપને નીરંતર આશીશ દઇશ. મારા પિતાજીએ તો મને મન ગમતા પતિ સાથે પરણાવીને ઉપકાર કર્યો. પણ તે મારો ખોવાયલો જીવનપ્રાણ આણી આપે તે તો મારા પિતાથી પણ વધારે ઉપકારનો કરનાર છે.

પછી તો હું મારા ધર્મના પિતા ગણીને પગે લાગીશ.

દુહો.

જયમ યોગી જન સીદ્ધી કાજે, યત્ન કરે દિનરાત૦
ભલાજીરે યત્ન૦
તેમ સલુણા સ્વામી જોવા, ચિત્ત મથે હે ભ્રાત૦
ભલાજીરે ચિત૦ ૧૧૨

શૂરાએ ફરીને પોતાની તલવાર ઉઘાડી એટલે ખુનગંજ ખવીસ પોતાનો સઘળો ભૂત પરિવાર લેઇને આવીને ઉભો. તેને શૂરાએ નીચે પ્રમાણે કહ્યું:—

શૂરો૦—ખાનસાહેબ ખૂનગંજ અલી! આપને સઘળી વાતની ખબર પડતી હશે ખરી.

ખુનગંજ૦—હાં! કિત્તિ માલમ હોવે, કુછ નાખી હોવે. શૂરો૦—ત્યારે આ બાઇનો ખાવન ક્યાં હશે? એનું નામ સૂર્યસેન છે. ખુનગંજ૦—ઉસકી બાત તો હમકુ સબ માલુમ હે. અબતો વો એક દરિયાકા બેટ હૈ ઉસમે રહેતા હૈ. એક ભૂતડી હૈ જીસકું તુમ ચૂડેલ બોલતે હો, ઉનુને ઓ સુરજસેનકો અપને તાબે જાદુસે કર દિયા હૈ, ઔર ઉનકું સુરજસેનકું અપના ખાવન કરકે રખ્ખા હૈ. વો દરિયાકા બેટમેં તમ કબુ ખેલનેકો જાતે હૈ. ઈસમકે લીયે વો આપની ઓરતકુંબી ભૂલ ગયા હૈ.

વિધુવદની૦—અરે મારા નાથ? તમે મને તમારી દાસીને એટલી વારમાં વિસારી દીધી?

દુહો.

દેહ ભુલું પણ તુજને ન ભૂલું, એમ કહેતા રોજ૦

ભલાજીરે એમ૦

પણ ભૂલ્યા મુજને પતી, નવ કીધી મારી ખોજ૦

ભલાજીરે નવ કીધી૦ ૧૧૨

આમ બોલીને વિદ્યુવદની રોવા લાગી. તેને ધીરજ દેઇને શૂરો બોલ્યો૦—

દુહો.

ભૂલ્યો નથી તને ભાનમાં, જાદુ ને વશ છે જીવ૦

ભલાજી જાદુને૦

મળશે તને તે આવીને, જો કરૂણા કરશે શીવ૦

ભલાજીરે કરૂણા૦ ૧૧૩

શૂરો૦—ત્યારે ખુન ગંજખાન! આપ એને અહીં આણી આપશો. આ બાઇ એની સ્ત્રી છે. એ બીચારી સુર્યસેનને માટે દુઃખ પામે છે.

ખુનગંજખવી૦—સાહેબ! ઉસકી હમારે કુચ પરવા નહીં, હમ તો તુમારે હુકમમે હૈ.

શૂરો૦—પણ મિયા સાહેબ! એ બાઇને મેં મારી ધર્મની બ્હેન કહી છે.

ખુનગંજ૦—તબ તો સાહેબ! હમ અબ્બી જાકે સુરજ સિંહાકો લ્યાવે. તુમારા બનોઇ તો હમારાબી બનોઇ. સાહેબ! કુચ ફિકર મત રખ્ખો. હમ ખવીસોકું મથ્થા હોતા નહીં હૈ, ઔર જો કબી હોવે, તોબી હમ મથ્થા દૂર કર કે તમુરા કામ કરે. તુમ બડે નેકી આદમ હો. ઉસસે હમકો ખુબ ખૂશી હોતી હૈ, જબસે હમ આપકે

પાસ રહેતે હૈ તબસેં હમકો દોઝક્કી આંચ નહીં લગતી હૈ. સાહેબ! અબ મેં કુંવર સુરજસિંગકો લેનેકો વો બેટમેં જાતા હું.

શૂરો૦—બહુ સારૂં ખાન સાહેબ! પધારો.

ખુનખંજર૦—લેકીન મેં આઉ તબ તલક આપકી તલવાર મ્યાનમેં મત ડાલિયો, ક્યોંકે જબ તુમ સમશેર બંધ કરતે હો તબ મેરેકોં મ્યાનમાં જાકે બેઠના પડતા હૈ.

શૂરો૦—એ વાતની આપ ફિકર કરશો માં, આપ આવશો ત્યારે ખડ્ગને મ્યાનમાં ઘાલીશ. પછી પેલો ખવીસ ગયો અને સૂર્યસેનને ઉચકીને લઇ આવ્યો. સૂર્યસેનને લાવીને શૂરસિંહની પાસે મૂક્યો. અને પછી ખવીસ બોલ્યો કે "સાલી ચુડેલકોં બી હુકમ કરકે આયાહું કે અબસેં કબી સુરજસિંગકી પાસ જાના નહીં. ઔર ઉસકું ફિરસેં મત ઉઠાકે લાના.

શૂરો૦—ખાનસાહેબ! બહુ સારૂ, આપે બહુ તસ્દી લીધી. પછી વિધુવદની સૂર્યસેનને દીઠો એટલે તેને પગે લાગવા ગઇ અને બોલી કે હે નાથ ફરીને મારૂં ભાગ્ય ઉઘડયું.

સૂર્યસેન૦—જા જા અરે તું કોણ છે; અરે મારી પ્રેત સુંદરી કયાં ગઇ? મને આ પાપી ખવીસ અહીયાં ક્યાં લાવ્યો?

વિધુવદની૦—હાય હાય આતો મને ઓળખતા પણ નથી મારી શી વલે? ઓ મારા નાથ! તમારી આવી વલે!!! (રૂએ છે).

## પદ ૧.

(કહુ શું નસીએ દગો તો દિધો છે આ ભેખ પ્રિયાને૦—
એ રાગ).

રે રે પતિ! ક્યમ થાવ અજાણ્યા, દાસી તણાં શું દિદારે
ન જાણ્યા? રે રે પતિ. ૧

આવ્યા છબીલા છડી અસવારી, કરવા કદમની દાસી ત-
મારી. રે રે પતિ. ૨

એકજ ઘોડિલો બન્ને પલાણી, નગર તરફ વિચર્યા પ્રીતિ
આણી. રે રે પતિ. ૩

એ શું બધુ આપ વિસરી ગયા છો, નિર્દય નાથજી કેમ
થયા છો? રે રે પતિ. ૪

જાદૂગારિયે જાદુ ચલાવ્યું, મુજ ભર્તારનું ભાન ભુલાવ્યું.
રે રે પતિ. ૫

હેતે હૈયાશું નથી ધરતા, ચતુર હસી ચુંબન કરતા.
રે રે પતિ. ૬

જીવ જશે હે જીવન મારો, મારી કહી મને કાં ન ઉગા-
રો. રે રે પતિ. ૭

વિધુવદનીના આવા વિલાપ સાંભળીને પેલો ખવીસ બોલ્યો૦—તુમ અબ દિલગીરી છોડ દો, મેં અબ ઉસપેં જો ચૂડેલને જાદુ કીયા હે ઉસકું દૂર કરતા હું, પિછુ વો તુમકું આપે પિછાનેગા.

પછી તે ખવીસે પોતાનો રૂમાલ લેઇને સૂર્યસેનની આંખો ઉપર ફેરવ્યો એટલે તરતજ તેણે પોતાની વહાલી

વિધુવદનીને ઓળખી અને તેને ભેટી પડયો. બન્નેની આં-ખમાંથી હર્ષનાં તથા દુઃખનાં મિશ્રિત આંસુની ધારાઓ ચાલી. તે બન્નેનું ઉભરાઇ જતું હૃદય ખાલી થયું એટલે તેઓ છુટાં થઇને ઉભાં રહ્યાં. પછી સૂર્યસેન૦—હે પ્રિયે! આપણે કેટલેય દિવસે ભેગાં થયાં!!! અરે આપણને બન્ને-ને આવાં સુખી કોણે કર્યાં?

વિધુવદની કહે૦—આ મારા ધર્મના ભાઇ શૂરસિંહે આપણાપર આ ઉપકાર કર્યો છે.

સૂર્યસેન૦—હે ધાર્મિક શૂરસિંહજી! હું આપનો અ-ત્યંત ઉપકાર માનું છું. આપ જે આજ્ઞા કરો તે કરવાને તૈયારછું; આપે મારાપર કરેલો અપાર ઉપકાર શી રીતવાળું?

શૂરસિંહ૦—હે ભલા રાજકુમાર! સર્વના ઉપર પ-રમેશ્વરે ઉપકાર કરેલો છે, માણસથી કોઇનાપર ઉપકાર થઇ શકતો નથી. મારી બહેન વિધુવદની સુખી થઇ એ-ટલે મને સર્વ લાભ મળીજ ગયો. હવે તમારે બન્નેને પો-તાના નગર તરફ જવાનો વિચાર છે? પણ સૂર્યસેન! મેં તમારો હેવાલ સાંભળ્યો નથી તે તમે કહો.

વિધુવદની૦—હા! સ્વામીનાથ હું આપણા ઘોડાપર-થી પડી ગઈ તે પછી તમારૂં શું થયું? ભાઇ શૂરસિંહને મેં ત્યાં લગી આપણું વર્ત્તાંત કહ્યું છે.

સૂર્યસેન૦—પછી મારો ઘોડો તપી ગયો હતો તેથી હું મારી પાછળ પડનાર સ્વારોના હાથમાં ના આવ્યો. તેઓ થોડેક લગી મારી પાછળ આવીને પાછા વળ્યા. મેં

જાણ્યું કે મારી પ્રિયાને તેઓ પકડીને લેઇ ગયા હશે. અને તે બિચારીએ પોતાનો પ્રાણ તજી દીધો હશે, કેમકે મને ખાતરી હતી કે એ પતિવ્રતા સ્ત્રી હોવાથી પારકે હાથ જઈને જીવવાની નથી. આથી મેં પણ મરવાનો નિશ્ચય કર્યો, અને એક વાવમાં મેં ભૂશકો માર્યો. પણ મારૂં મોત થવાને સાટે હું તો એક સમુદ્રના બેટમાં જઇને નીકળ્યો. જોઉં છું તો તે બેટમાં કોઇ જનાવર પણ ન મળે તો માણસ તો ક્યાંથીજ. થોડીકવાર હું તે બેટમાં ફર્યો, એટલામાં એક ઘણી રૂપવાન સ્ત્રી આવી તેણે મારા સામી ત્રણ કાંકરીઓ કાંઇ બોલીને નાખી; એટલે સુધી મને ખબર છે. ત્યાર પછીની મને કશી ખબર નથી. મને ભાન આવ્યું ત્યારે મેં તમને બધાંને અત્રે જોયાં. પણ આપણે શી રીતે અહીં ભેલાં થયાં તે મને હે પ્રિયા! કહે. પછી વિધુવદનીએ સર્વે વાત માંડીને કહી. પછી શૂરસિંહે પુછ્યું કે કેમ તમારે તમારા દેશમાં જવું છે. ત્યારે વિધુવદની બોલી "હે ભાઇ! અમે જાદુને વશ થયા હતા તેથી આટલાં નાની ઉમ્મરનાં જણાઇએ છીએ; પણ આ જાદુગરના વનમાં રહેલી હું અને ચૂડેલોના જાદુથી બેભાન થયેલા મારા પતિ કેટલાંક વર્ષ સુધી આવી દુઃખી સ્થીતિમાં રહ્યાં છીએ. માટે અમને ઓળખનાર સઘળાં ઘરડાં થઇને મરી ગયાં હશે. માટે અમે અમારા નગરમાં નહીં જઇએ પણ હે વીર શૂરસિંહ! જ્યાં તમે જશો ત્યાં તમારી સાથે આવીશું. પછી શૂરસિંહે પોતાના ખવીશને કહ્યું કે આ વનમાંનાં સઘળાં ફળ ફુલ છે તે માણસ, પશુ, પક્ષી, છે તેમને

પાછા પોતાના મૂળ રૂપે બનાવી દે; અને માણસ વિગેરેને રહેવાને માટે સારાંસારાં ઘરવાળું નગર બનાવી દે. અને વચમાં એક રાજાને લાયક મહેલ બનાવી દે. ખવીસે તે પ્રમાણે એક સપાટામાં કર્યું. શૂરાએ તે નગરનું નામ ખુનગંજાબાદ પાડયું અને સૂર્યસેનને ત્યાંનો રાજા બનાવ્યો; અને વિધુવદનીને તેની રાણીની પદવીએ સુખ ભોગવવાનું મળ્યું. સૂર્યસેને અને વિધુવદનીએ થોડાક દિવસ ત્યાં રાખ્યો. પછી શૂરો તેમની રજા લેઇને આગળ મુસાફરી કરવા ચાલ્યો. વિધુવદની જ્યારે પછી પોતાના ઉપકાર કરનારા ધર્મના ભાઇ શૂરસિંહને સંભારે ત્યારે આંખમાં આસું લાવતી. ઉપકારનું કામજ એવું છે.

દુહો.

ગુણ જેણે કો દિન કર્યો, તેનો ગુણ તે કયમ ભુલાય૦ ભ૦
માણસ તો કદિએ નવ ભૂલે, પથ્થર ભુલી જાય૦ ભ૦

પછી શૂરો અનેક નગર અને વન જોતો જોતો ચાલ્યો જાય છે. એવામાં એક ગામમાં તે આવી પહોચ્યો. ત્યાં એના મનમાં એવો વિચાર આવ્યો કે આપણે કેટલા દિવસથી આપણા ખવીસને નથી બોલાવ્યો માટે આજે એને બોલાવવો. રાત્રે શૂરો તે ગામની ધર્મશાળામાં સૂઈ રહ્યો. અને રાત અડધિક ગઇ એટલે સઉ આવતું જતું બંધ થયું અને ધર્મશાળામાં તે એકલોજ રહ્યો એટલે તેણે પોતાની તલવાર ઉઘાડી કે પાછો ખવીસ આવીને ઉભો રહ્યો.

શૂરસિંહ૦—ખુનંગંજખાન આપને ઘણા દિવસથી

દીઠા ન હોતા, માટે આજે આપને બોલાવ્યા છે.

ખુનંગંજખવીસ૦—સાહેબ! મૈતો આપકી પાસે હરગીસ રહેતા હું જીતને દિન હમારા દાણાપાની હૈ ઇતને દિનહમ આપકી હજુંરમે રહેગેં: ફિરતો ખુદાતાલાકી મરજી.

શૂરસિંહ૦—મારી પાસે આપ ક્યાં સૂધી રહેશો, તેનું કાંઈ નક્કી ખરૂ?

ખુનગંજ૦—જબયહ તુંમારી તલવાર જરીબી ખંડિત હોવૈગી તબ હમ આપકી પાસસે હમારા મકાનમૈ જાવેગે. તબતલક હમ આપકી તલવાર કે મ્યાનમેં રહેગે.

પછી શૂરસિંહે વિચાર કર્યો કે જો આ ખવીસ આપણી પાસેથી જતો રહેશે તો પછી આપણે જયાં હઇશું ત્યાંના ત્યાં અથડાઈશું. માટે એ ખવીસ મારી પાસેથી જતો રહેતે પહેલાં મારે મારૂં કામ એની પાસેથી સાધી લેવું જોઇએ. પછી શૂરો બોલ્યો કે—હે ખાન સાહેબ, આપ મારી પાસેથી જતા રહો તે પહેલાં મારૂં એક કામ છે તે હાલ કરો. કેમકે વખત છે ને તલવાર તો કાલે ખાંડી થાય, માટે જ્યાં આગળ મારૂં ભાગ્ય સંપૂર્ણ રીતે ઉઘડવાનું હોય તે ઠેકાણે લેઇ જઇને મને મૂકો; આટલા દિવસ સુધી તમે મારાં બહુ કામ કર્યાં છે માટે આ કામ પણ કરો. પછી મારી તલવાર વખતે ભાગી જાય તો પણ હરકત નહીં.

ખુનગંજ૦—બહોત અચ્છા સાહેબ. આપ કપડે પહેનલો ઓર આપકી તલવાર ખુલ્લી હાથમે રખો ઓર આ

પછી અખિયાં બંધ કરો. શૂરસિંહે પછી અડધી રાત હતી તોપણ પોતાનાં લૂગડાં પહેરી લીધાં તલવાર હાથમાં ખુલ્લી લઇને ધર્મશાળા બહાર નીકળ્યો અને પોતાની આંખો બંધ કરીને ઉભો. ખવીસે પછી તરતજ તેને ઉડાવીને કાન્તી નગરની બહાર સતી જે બંગલામાં રહેતી હતી તે બંગલાની આગળ રસ્તાપર લાવીને મૂક્યો. શૂરસિંહને પછી ખવીસે કહ્યું કે આપ અબ નેન ખોલો. શૂરસિંહે આંખો ઉઘાડી તો પોતાની આગળ સતીનો બંગલો જોયો, અને વેગળેથી કાન્તિ નગરનો કોટ અજવાળી ચૌદશની રાત હોવાથી જણાતો હતો. પછી શૂરાએ પોતાની તલવાર બંધ કરી અને ખવીસ મ્યાનમાં પેઠો. પછી શૂરો બંગલા પાસેથી કેટલેક વેગળે એક વીસામો હતો તેપર જઈને બેઠો. થોડીક વખત થઇ એટલે નગરમાં ઘડી વાગવા લાગી તે પરથી શૂરાએ જાણ્યું કે અડધી રાત ઉપર પાંચ ઘડી રાત ગઇ છે. અને હજુ વહાણું વાતાં દશ ઘડી વાર છે. પછી તે તેજ વિસામાપર સુઇ રહ્યો, અને પડ્યો પડ્યો જાગે છે; અને હવે પછી શું ભવિષ્યમાં લખ્યું છે તેનો વિચાર કરે છે. વિચાર કરતાં કરતાં તેને એકાદ કલાક પછી ઉંઘ આવી ગઇ.

હવે પેલા બંગલામાં સતી સુતી હતી તેને પેલા બ્રહ્મ રાક્ષસ જોશીએ જઇને જગાડી. સતી ઉઠી અને બોલી કે હે જોશી મહારાજ! આજે આપ વહેલા કેમ ઉઠ્યા છો; અને આપનો ઓરડો છોડીને મને અહીઆં આપ જગાડવા આવ્યા એટલીબધી તસદી આપે આજે કેમ

લીધી? મને શી આજ્ઞા છે?

બ્રહ્મરાક્ષસ જોશી૦—બેટા! તું હવણાં સ્નાન કરી લે કેમકે મારે કામ છે.

સતીએ પછી ઉતાવળે દાતણ કરી લેતે કે, પાણીના ડેઘડા ભરેલા હતા તેમાંથી પાણી લેઈને નહાઈ લીધું; અને પવિત્ર વસ્ત્ર પહેરી લીધું.

બ્રહ્મરાક્ષસ જોશીએ૦—બહેન હવે આ આસનપર તું બેશ. આ મારી ચંડીપાઠની પોથી તું લે. તારો હવે પછી થનાર પતિ કાલે છ ઘડી દહાડો ચઢતાં તારી નજરે પડશે. આટલા દિવસથી તને કોઇ પુરૂષ ઉપર પતિભાવના થઇ નથી, પણ આજ વહાણું વાયા પછી જે પુરૂષને જોઇને તારા મનમાં મોહ ઉત્પન્ન થાય; તેને તું તારો પતિજ જાણજે. તે તારો આજ અવતારનો પતિ છે એટલુંજ નહીં, પણ તેતો તારો પૂર્વ જન્મનો પતિ છે. આ મારો ચંડીપાઠ છે તે તું તેને આપજે. હવે પૂનમ બેશી ચુકી માંટે હવે આ મારો બ્રહ્મરાક્ષસનો દેહ છોડીને હું શ્રી મહામાયાની કરૂણાથી મોક્ષ પામું છું. હું તને આશીરવાદ દેતો જાઉં છું કે હે પુત્રી! તું તારા પતિ સહિત આ લોકમાં સંપૂર્ણ સુખ અને કીર્તિ ભોગવીને પરલોકમાં પરમાનંદરૂપ શિવસ્વરૂપમાં ભળી જજે. કોઈક વાર કષ્ટ આવશે તો તે પણ ઝટ જતું રહેશે માટે કશી ચિન્તા કરીશ નહીં. પરમેશ્વર તારૂં ભલું કરશે.

આટલું બોલીને, પેલા જોશીનો બ્રહ્મરાક્ષસનો અ-

તાર છુટી ગયો તેથી, તે જોશી અલોપ થઇ ગયા અને ને મોક્ષ પામ્યા.

એથી સતીને આ પિતાના જેવા માયાળુ જોશી અદૃસ્ય થઇ જવાથી જરીક ઓછું આવ્યું. પણ તેણે વિચાર કર્યો કે તે બિચારા ભૂત અવતારથી છુટીને મોક્ષ પામ્યા તો સારૂં થયું. સતી હવે વહેલી ઉઠેલી તેથી મહા માયાનું ધ્યાન સ્મરણ કરવા લાગી. વળી એને મનમાં કોઇવાર એમ પણ હવે થઇ આવવા લાગ્યું કે આજે મને મારા પતિ મળવાના છે, માટે હે માતાજી! મારા પતિનાં ઝટ લેઈને મને દર્શન થજો. શુરો સતીના બંગલાથી કેટલેક દુર પેલા વિસામાપર સુઇ રહ્યો હતો, તે જરીક પો ફાટયો એટલે ઉઠયો અને પાસે એક સુંદર સરોવર હતું તેમાં દાતણ વિગેરે કરીને નહાવા તથા સન્ધ્યા પૂજા વિગેરે કરવા ગયો. સન્ધ્યા પૂજા વિગેરે કરી રહ્યા પછી તે સરોવરના આરાની બહાર નીકળવા ગયો. તે આરો પથ્થરનાં પગથીઆંબંધ હતો. હવે ચઢીને આરા ઉપર આવ્યો, એટલામાં મ્યાન ઢીલું થઇ ગયું હતું તેથી અંદરથી તલવાર નીકળી પડી તેથી, જરીક અણી આગળથી ખંડિત થઈ. હવે પેલો ખુનગંજ ખવીસ શૂરાને છોડીને ચાલી ગયો. જતી વખતે તેણે શૂરાને કહ્યું કે તું યહી શહેરમે કિતનેક દિન તલક રહો, વ્હાં તુંમારા તગદીરસેં તુમકો નફા હોનેકા હૈ. આટલું કહીને પેલો ખવીશ તો અલોપ થઈ ગયો. શૂરો કાંઇ તે ખવીસને આધારેજ બહાર નીકળ્યો નહોતો; તેથી તેના જવાથી શૂરો કાંઇ ના

હિંમત ન થઇ ગયો. પછી પોતાની તલવાર મ્યાન કરી તે તલવાર લેઈને તે તલાવપર એક મ્હોટો વડ ઉગેલો હતો તેની તળે બેઠક કરેલી હતી તેપર સવારની તાજી હવા ખાવાને બેઠો.

સતી પણ વહાણું વાયું એટલે પોતાના બંગલાના છજામાં ઉભી, અને રાહ જોવા લાગી કે જોશી બ્રહ્મ રાક્ષસના કહ્યા પ્રમાણે મને મોહ ઉત્પન્ન કરનાર મારો ભવિષ્યમાં થનારો પતિ આવે છે? થોડીક વાર છજાંમાં બેઠી એટલે એક સાત સવારોની ટુંકડી આવી. તે સાતમાં એક એ ટુકડીના ઉપરી જેવો જણાતો હતો. તે માણસ એક મ્હોટા મજબુત ઘોડા ઉપર પોતાનાં સર્વે હથિયાર સજીને બેઠો હતો. તેનું કદ ગંજાવર હતું, તે મ્હોટો ઉંચો હતો, અને પ્હોળો પણ તેના પ્રમાણમાં હતો. તેનો દેખાવ શૂરવીર પણ જરીક ભયંકર હતો. તેના કપાળપર ઘણા રૂજાયલા ઘાનાં ચિન્હો હતાં. તેના પહેરવેશપરથી તે કોઇ રજપૂત જોદ્ધો છે એમ જણાઇ આવતું; એની સાથેના બીજા છ સ્વાર કાંઇ વધારે જોવા લાયક નહોતા. આ માણસોને જોઈને સતીના મનમાં એ લોકો કોણ હશે એવું અચરજ થયું. પણ એ ટોળીમાંના કોઇના તરફ જોવાથી સતીને મોહ થયો નહીં. તે સવારોની ટોળી કાન્તિ નગરના દરવાજા ભણી ચાલી ગઇ અને શહેરમાં પેઠી ત્યાં લગી સતીની નજર બંગલાના છજાપરથી પહોચતી હતી. સતી હવે વિચાર કરવા લાગી કે જોશી બ્રહ્મરાક્ષસનો કહેલો વખત હવે થઈ જવા આવ્યો છે, પણ મને જેની

તરફ પતિભાવના ઉત્પન્ન થાય એવો કોઇ પુરૂષ ના આવ્યો. એવામાં સતીની ડાબી આંખ ફરકવા લાગી, તથા ડાબી ભુજા પણ ફરકવા લાગી. સતીનામાં અકસ્માત્ આનંદનો પ્રવાહ ચાલવા લાગ્યો, દરવાજા તરફથી ફરીને બીજી તરફ દૃષ્ટિ નાંખી તો એક આશરે અઢાર વર્ષનો જણાતો રજપૂત યુવાન નજરે પડયો. એ સાધારણ ઉંચાઇનો અને ઘણોજ ખુબસુરત હતો. શરીરે સાધારણ મૂલ્યનાં લુગડાં પહેરેલાં હતાં તથા માથે આછો ગુલાબી ફેંટો બાંધેલો હતો. બગલમાં તલવાર અને દુપટ્ટા મારેલા હતાં અને મુસાફર જેવો જણાતો હતો; અને તે હતો પણ આપણો શૂરોજ. તે પેલા તળાવને કીનારે ઉગેલા વડ તળેની બેઠકપરથી ઉઠીને શહેરમાં જવાને તે આવતો હતો. શૂરાને જોતાંજ સતીના મનમાં એકે દમે પ્રેમનું પૂર ઉલટયું; અને અત્યંત મોહિત થઇ ગઈ.—

ગરબી. પદ.

પ્રીતિ પૂર્વ જન્મની ઉલટી, ઉર ઉભરાય છે,
આતુર થાય છે રે૦ પ્રીતિ. ટેક.
પ્રીતમનો મુખચંદ વિલોકી, નયન ચકોર શકાય ન રોકી;
ચંચળ ફાળ ભરીને, સમ્મુખ ધાય છે. પ્રી૦ ૧
નયન દ્વારથી બ્હાર નિકળિયું, પ્રેમિ હ્રદય હેલામાં પળિયું;
અલબેલાની છબિ સરિતામાં ન્હાય છે રે. પ્રી૦ ૨
શ્વાસે ધીમી છે ગતિ ધારી, થઇ એકાગ્ર પ્રિતમમાં પ્યારી,
અણુધારે આ યોગ સહેજ સધાય છે. પ્રી૦ ૩
સ્થિર થઇ અંગ ન હાલે ચાલે, લોચન મન મોહનને ભાળે;

મટમટવું પણ તજ્યું, જાણે પલ જાય છે રે. પ્રી૦ ૪
રસ સાગર રસિયામાં ડુલી, તરૂણી તનનું ભાનજ ભૂલી,
જાણી ન શકિ જે પ્રિય દૂર પળાય છે રે. પ્રી૦ ૫

સતી તો શૂરાને જોવામાં એટલી તલ્લીન થઇ ગઇ હતી કે તેતો તેની પાસે થઇને ચાલ્યો ગયો અને દરવાજામાં થઇને ક્રાન્તિ નગરમાં પેઠો તો પણ કેટલીક વાર લગી તો શૂરાની મુર્તિ એની નજરે એમને એમ જણાઇ. શૂરો પોતાની પાસે થઈને ચાલ્યો ગયો તેનું તેને ભાન પણ નથી. તેને તો સાક્ષાત્ શૂરાની મુર્તિ રસ્તાપર નજરેજ જણાય છે, તેને પોતે જોયાજ કરે છે. વળી નીચે પ્રમાણે બોલે છેઃ—

દુહો.

પ્રીતમ પૂરણ મ્હેર કરીને, આવ્યાં આણીદીશ. ભલા૦
દર્શન દીધાં દાસી જાણી, આણી કરૂણા ઇશ. ભલા૦

અરે પણ એતો પેલા રસ્તાપર ઉભા છે. હવે મારાથી આગળ પડીને બોલાવાયે કેમ? લાવ્ય જોઇએ સમસ્યામાં એમને કાંઇ કહું.

દુહો.

કમળ ખસે નવજળ થકી, પણ ભમરો આવે પાસ. ભ૦
અસલ નિતીએ ચેતી ચતુર જન, ઉર આણે ઉલ્લાસ. ભ૦

એવામાં સતીની બેનપણી પેલી પવિત્રા તેની પાસે આવી સતીને આવી ચકિત થઇ ગયેલી જોઇને, તે તેની પાછળ બોલ્યા ચાલ્યા વગર ઉભી રહી; પણ પ્રેમમાં મગન થઈ ગયેલી સતીએ તેને દેખી પણ નહીં. વળી સતી બોલી૦—

## દુહો.

સખિ મુજ પાસે હાલ નથી, દાસીને કયમ કહેવાય? ભ૦
સખિ પાસે પૂછાવી પ્રિયના, મનનોપાર પમાય. ભ૦

આ પ્રમાણે સતીનું બોલવું સાંભળી પવિત્રા બોલી.

કામ પડયું શું સખિ મુજકેરૂં, કે મુજને કરિયાદ. ભ૦
વ્હાલી વિકળ કમ તું થઈ, કયમ ભાસે થયો ઉન્માદ. ભ૦

અર્થઃ—હે બહેન! આમ તું બેબાકળી કેમ બની છે, અને શું બકે છે મારૂં તારે શું કામ પડયું છે તે કહે? (૫૧૮) વળી તે બોલી કે, બહેન ! સતી ! આ રસ્તામાં તો તારા પ્રિયપતિ છે નહીં. તું શું એકે નજરે જોયા કરે છે? આ સાંભળીને સતીને ભાન આવ્યું, અને કાળજું ઠેકાણે આવ્યું; એટલે જે શૂરાનું રૂપ તેને રસ્તાપર પોતાને ધ્યાનને લીધે જણાતું હતું તે ન જણાવ્યા લાગ્યું પછી સતી જરીક શરમઇ જઇને પવિત્રાને કહેવા લાગી કે બહેન તમે આવ્યાં તો ઠીક થયું કેમકે મારે તમને એક વાત કહેવી હતી. પછી સતીને તે બન્ને જણ બેઠાં, અને સતીએ પવિત્રાને ગઇ રાતે બનેલી બ્રહ્મરાક્ષસ જોશીની સઘળી વાત કહી. અને પાછી સતી દીલગીર થઇને બોલવા લાગી કે,—બહેન પવિત્રા ! તે બ્રહ્મરાક્ષસ જોશીના કહેવા પ્રમાણે મારા પેલા ભવના પ્રીતમ મળ્યા તો ખરા પણ હું તેમને જોતાંજ એટલી તલ્લીન થઈ ગઇ કે એ ચલ્યા ગયા તેનું પણ મને ભાન ન રહ્યું તો તેમનું ઠામ ઠેકાણું પુછવાનું તો કયાંથીજ બને? બહેન ! મેં મુરખીએ હાથમાં આવેલું સઘળું ખોયું. હવે મને ક્યાંથી પત્તો

લાગશે? (નિશ્વાસ મૂકે છે).

પવિત્રા૦—હા બેહેન! એ એક દિલગીરીની વાત ખરી; કે તેં એમનો પતો પણ ન પૂછી લીધો. અરે! તું એમાં શું કરે? તારૂં તો ભાન ઠેકાણે નહીં રહ્યું હોય. સાચાં પ્રેમીને તો તે વખતે ભાન પણ નથી રહેતું. જોશી બ્રહ્મરાક્ષસના કહેવા પ્રમાણે તો તારો પ્રેમ પૂર્વ જન્મનોજ છે.

સતી૦--બેહેન! ત્યારે હવે મારે શો ઉપાય કરવો?

દુહો.

શાણી સખિ સુખ થાવા મુજને, શોધી કાડ ઉપાય૦ ભ૦
મન મુજ મ્હોયું જેશુ તે સલુણાને, શોધી લાવ્ય૦ ભ૦
પવિત્રા૦—દૂર કરી ગભરાટ હવે તું, ઘેલી થાને શાન્ત૦ ભ૦
પૂછું તેનો ઉત્તર દે પછી, શોધી કઢાશે કાન્ત૦ ભ૦

પછી સતી થોડીકવાર શાન્ત થઇ બેઠી; તેની સઘળી વ્યાકુળતા જતી રહી એટલે પવિત્રાએ નીચે પ્રમાણે સ્વાલ પુછવા માંડયા:-

પવિત્રા૦—બહેન! તેં તેમને બરોબર જોયા છે? તે મળે તો તેમને તું ઓળખી કાઢે ખરી?

દુહો.

સતી૦-ચીતરિ છે છબિ હ્રદય વિષે, કયમ છબીલો તે ભુ-
લાય૦ ભ૦
પરભવ પણ ઓલખિ લઊં એને, જો કદિ મેળોથાય૦ ભ૦

પવિત્રા૦—ત્યારે તો ઠીક! કોઇ વાર આવતાં જતાં તમને તે મળે તો પણ ઓળખીને પાસે બોલાવી લેવાય. પણ હું તો તેમને શી રીતે ઓળખી શકું? તમને છબિ

ચીતરતાં નથી આવડતી એ બહુ ખોટું છે. જુઓ આ વખતે તમને ચિત્રવિદ્યા આવડતી હોત તો કામ આવત-કની. જો છબી હોય તો હમણાં તે પ્રમાણે ઓલખીને ગમે ત્યાંથી શોધી લાવું. વારૂ તમે મોઢે કહો તે કેવા છે?

દુહો.

સતી૦—

મનમાં સઘળું જાણું છું, પણ મુખે ન વર્ણ્યું જાય. ભ૦
એ અદ્દભુત રૂપ અગળ મતિ આ, સતિથી શું કહેવાય. ભ૦
આ ઉભા મુજ આગળ પ્રીતમ, પ્રેમીના સરદાર. ભલાજી૦
આવો અલબેલા મુજ પાસે, પ્રાણ તણા આધાર. ભલાજી૦
કેમ નથી મુખ બોલતા, ક્યમ ! આપ ઉભા છો દૂર. ભલા૦
ચિત્ત ચોરી ક્યમ મોઘા થાઓ, કંથ થયા ક્યમ ક્રૂર? ભ૦

પવિત્રા પોતાના મનમાં કહેવા લાગી કે મેં એને ક્યાં પૂછ્યું? આતો પાછી લવરીએ ચડી. માટે હમણાં એનો પતિ કેવો છે વિગરે કશું પુછવું નહીં. કેમકે એ વાત એને પુછીશ તો વારે વારે લવરીએ ચડશે. લાવ્ય, એને કાંઇ પ્રાળ પડે એવું કરૂં એટલે મન ઠેકાણે આવે."

પવિત્રા૦—હા બહેના એ બધું તો ઠીક પણ આપણે એમને શી રીતે શોધી કાઢીશું?

સતી૦—હાય ! હાય ! એતો હમણાં મારી આગળ જ-ણાતા હતા, તે ક્યાં ગયા?

પવિત્રા૦—અરે એ વળી તમારી પાસે ક્યાં હતા? એ તો તમને મિથ્યા ભ્રાન્તિ થાય છે. આમ તમે લવશો તેથી કાંઇ મહેનત કર્યા વગર તમારા પતિ તમારાથી શોધી કઢાવાના

છે? એમાં તો કાળજુ ઠેકાણે રાખીને શોધ કરવાનું છે. તમે લવરી કરતાં હશો તેવામાં તમારી બેહેન મળસુંદરી અથવા તો તમારી કોઇ દાસી આવીને સાંભળશે ને રાજા વીરસિંહને વાત કરશે. તો તે બાચારા ગમે ત્યાંથી શોધીને રાજ્યની હદ બહાર કાઢી મુકશે. તો પછી પતિનું મહો કોઇ દહાડો પણ નહીં જુવો. વળી તમે કે દહાડે તેની સાથે પરણ્યાં છો તે વિના લેવેદેવે "પતિ પતિ" કરો છો? જરી કઠણપણું તો રાખો. હું રોજ તમારી પાસે આવીશ; અને આપણે બન્ને જણ વિચાર કરીને તેમને ગમે તેમ કરીને શોધી કાઢીશું: માટે તમે કાળજું ઠેકાણે રાખજો. નિકર તમારે લીધે બિચારા કોઇ રસ્તે જનાર માણસને રાજા તરફથી હરકત થશે.

હવે સતીના પેટમાં પવિત્રાનું આ બોલવું સાંભળીને ચોળો પેઠો; અને તે બોલી હા બહેન! હા બહેન! સાચી વાત છે; મારી બ્હેનની ઇચ્છા તો કોઈ મોટા ઠાકોર કે રાજાની સાથે મારૂં લગ્ન કરવાનું હોય, પણ હું તો વગર પરણે જેને પતિ કર્યા તેનીજ સાથે પરણીશ; મારેતો પૂર્વ જન્મનું પરણેતર છે એમ સમજું છું. મારે લીધે રાજા ઉલટી એમને હરકત કરે. તો મારે ઉભા રહેવાનું ઠામ ના રહે. મારે તો જે હશે તે એ સોનાના છે. પણ બહેન! પવિત્રા તમે એમને માટે નક્કી શોધ કરજો; મારાથી. કાંઇ મારી બહેનના ડરથી બારણે નીકળાય? મારા સમ, સખી! જો જો તમેં એ વાતને વસરી જતાં! મારૂં માથું તમારા ખોળે છે. તમે મને ભણાવી છે અને મને ખાતરી છે કે પરણાવશો પણ તમે બહેન! શું કહુંછું?

પવિત્રા૦—બ્હેન! ખાતરી રાખજો; ખરે! હું ખરેખરી ખોળમાં રહીશ. તમે પણ આ રસ્તાપર નજર રાખતાં રહેજો. વખતે આવતાં જતાં પણ તમારા ચિત્તનો ચોર પકડાય ખરો. પછી પવિત્રા થોડીકવાર બેશીને પોતાને ઘેર ગઇ. સતી પણ પોતે શૂરાના વિચારમાં મગ્ન થઇને બેઠી. પણ હવે તે પ્રથમની માફક લવરી કરતી નહોતી. હવે તો પોતાના મનથી કરેલા પતિને શી રીતે શોધી કાઢવો અથવા મળવું તેની યુક્તિઓ શોધી કાઢવા મંડી હતી. હવે આપણા શૂરાનું શું થયું તે સાંભળો. તે સતીના બંગલા આગળ થઇને ગયો ત્યારે તેણે છજા તરફ જોયું હતું. તેથી તેણે સતીને જોઇ હવી. તેને જોવાથી તેનામાં પ્રેમની વૃત્તિનો ઉદય થયો હતો. તોપણ તેણે વિચાર્યું કે પરદેશમાં આપણે જોઈ વિચારીને ચાલવું, એટલુંજ નહીં પણ પરમેશ્વરથી ડરીને કોઇ સ્ત્રીપર કુદૃષ્ટિ ન રાખવી. આમ વિચાર કરતો કરતો શહેર કાન્તિ નગરમાં ગયો. તેની પાસે હજુ નાણું હતું. તેણે થોડુંક ખાવાનું લીધું અને એક શહેર વચ્ચે મહાદેવનું દેવાલય હતું તેમાં જઇને ઊતર્યો. તેણે આખો દહાડો શહેરમાં ફરીને શહેર જોયું. પછી રાત પડી એટલે પેલા મહાદેવના દેવળમાં જઇને ઊતર્યો; ત્યાં પડાળીઓ સારી હતી અને નહાવાધોવાની તથા રાંધવાની જગાની સોઇ પણ સારી હતી. સાંઝરે તેણે નહાઇધોઇને શિવ પૂજા તથા સંધ્યા કરીને થોડુંક ખાઇને બેઠો; અને શ્રીશંકરનું સ્મરણ કરવા લાગ્યો.

## રાગ સોરઠ.

તારો તારો તારોને, ત્રિપુરારિ! મુજને તારોને.
ઉમાપતિ પાર ઉતારોને૦ ટેક.
માયા પ્રબળ તમારી પિતાજી! તેની ઝપટથી ઉગારોને૦
ત્રિપુરારિ૦ ૧
વિષય દેખિ મુજમન વંઠે છે, તાત! વિકાર નિવારોને૦
ત્રિપુરારિ૦ ૨
યૌવન સાગર મદન પવનથી, ધારે વિવિધ વિકારોને૦
ત્રિપુરારિ૦ ૩
નાવિક આપ કૃપા કરિ કરમાં, મુજમન સુકાન ધારોને૦
ત્રિપુરારિ૦ ૪
પરધનને પરનારીથી મુજ, મૂર્તા દૂર સધારોને૦ ત્રિપુરારિ૦ ૫
ધર્મ અચળ ક્ષત્રિય કેરો મુજ, તેમાં પ્રીતિ વધારોને૦
ત્રિપુરારિ૦ ૬
આલોકે યશ સંતત આપિ, અંતે નિકટ પધારોને૦
ત્રિપુરારિ૦ ૭

## ગીતી.

કલિમલ હરણ હમેશાં, ચરણ કમળ શંકરનું રહો હૃદયે;
સંપદમાં મદ ટલજો, વિપદે વિકલપણું નવ થાય ભયે. ૮

## દુહો.

યાચે શૂરો એટલું, બાળક જાણી બાપ;
સદૈવ લ્યો સંભાળ, શિવ! આપ અખંડ અમાપ. ૯

હવે શૂરાને ઉંઘ આવવા લાગી તેથી ઉંઘી ગયો. આ વખતે સતી પોતાના બંગલામાં એકલી પોતાના સુઇ રહેવાના ઓરડામાં બેઠી બેઠી શૂરાના વિચાર કરતી હતી. તે બિચારી તેનું નામ ઠામ કશું જાણતી નહોતી તો પણ તેને દેખીનેજ મોહ પામેલી તે તેની ભક્તિ

કરતી હતી. હવે સૂઇ રહેવાને તે પલંગપર જઇને સૂતિ પણ, તેને ઉંઘ શી રીતે આવે. તેનું મનતો તે પ્રાણાધાર પતિમાં હતું. તેણે શૂરાને કંઠે વરમાળા ઘાલી નહોતી પણ પોતાના મનની માળા આરોપીને પોતાનો માથાનો મુકુટ કર્યો હતો. તેણે સંકલ્પ કર્યો હતો કે હવે મારે એના શિવાય બીજા કોઇને ન પરણવું અને જો તે જડે નહીં તો જીવતાં સૂધી તેનું ધ્યાન કરીને દેહ છોડવો; પણ બીજા કોઈને પતિ કહેવો નહીં. સતિ નિઃસાસો નાખીને પાછી પોતાના પલંગમાં બેઠી થઇ અને નીચે પ્રમાણે પ્રેમ અને વિયોગને વશ થઈને ગાવા લાગી;

પદ. ૧

(મુજે છોડ ચલ્યા બનજારાઃ— એ રાગે)

તેં નેન કટારી મારી, પ્રિય જખમ લગાવ્યો કારી; ટેક.
તુજ ચાલ ચતુર ચિત્તહારી, શું વચન વદું વિસ્તારીરે,
લળિ લળિને કરૂં ચાલારી, તેં નેન કટારી. ૧
છે કોમળ કાંચન કાયા, પણ સિંહસમી છે છાયારે,
જેને જોઇ હઠે અરિ હારી, તેં નેન કટારી મારી. ૨
ચક્ષુએ રૂપ ચઢ્યું છે, તેં [illegible]ર પ્રકટ પડયુંછે રે;
મન પત્ર વિષે છબિ તારી, તેં નેન કટારી. ૩
તેં છજે છબીલા જોયું, હરં પ્રેમ તણું બિજ બોયુંરે;
વધી વૃક્ષ થયું [illegible]રી, તેં નેન કટારી. ૪
આ પીડા ક્યાં [illegible]કારૂં, શું કરે વૈદ કે વારૂ રે,
મને નેન [illegible] મારી, તેં નેન કટારી મારી. ૫
તુજ વ[illegible] બાલી, શુધબુધ બેઠી છું ટાલી રે,

અચિ કેમ સકું હું બિચારી, તેં નેન કટારી. ૬
છબિ નિરખિ હરખિ ગતિ ભૂલી, બની તદન ગઇ હું તુલીરે
ગયો વેગે વહી તું વિહારી. તેં નેન કટારી. ૭
ફરિ આપ મળો પ્રિય આવી, અબળાપર કરૂણા લાવીરે,
તો વાલમ રાખું વારી, તેં નેન કટારી૦ ૮
રોકુ થઇ નાથ હઠીલી, નવ જાવા દઉં થઇ વીલીરે;
થઇ તન મનથી હું તમારી, તેં નેન કટારી મારી૦ ૯

આ પ્રમાણે સતીએ તો ઘણી ખરી રાત આમ શૂ-રાના વિચારમાં ને વિચારમાં ગાળી. પેલા મહાદેવના મકાનની પડાળીમાં આપણો શૂરો સૂતો હતો તે એકદમ પાછલી ચા-ર ઘડી રાતે જાગ્યો. તે પછી પોતાના મનમાં બોલવા લાગ્યો:—"અરે મને આવું સ્વપ્નું શાથી આવ્યું? મેં કો-ઈ પણ સ્ત્રી તરફ ખરાબ નજરથી જોયું નથી. આવું ખરાબ શમણું ના આવે તેટલા માટે હું રાત્રે શ્રીશંકર ભગવાનનું સ્મરણ કરીને સૂઇ રહ્યો હતો; તેમ છતાં આ-વું સ્વપ્નું આવ્યું એ તો અચંબાની વાત છે!! વળી જે સ્ત્રીને મેં સ્વપનામાં જોઇ તેવી મેં કયે ઠેકાણે જોઇ હશે એનું પણ બરોબર ભાન નથી; પણ મને એટલું તો યાદ છે કે કોઈ પણ ઠેકાણે મેં એવીજ સ્ત્રીને જોઇ છે ખરી. અરે; મેં એ સ્ત્રીને ક્યારે અને કયે ઠેકાણે જોઈ છે તે મ-ને યાદ આવતું નથી હશે ગમે તે હો આપણે તે વાતનો વધારે વિચાર શું કરવા કરવો પડે.—અરે! હાં મને યાદ આવ્યું ખરૂં! ગઇ કાલ સવારમાં દરવાજા બહારથી શહેર-માં પેસતાં પેલા બંગલાના છજામાં ઉભેલી સ્ત્રી તરફ

મારી નજર અચાનક પડી હતી ખરી. અહો! મન કેવું છે? સહજ જોઇ લીધેલી વસ્તુને પણ મન બરોબર યાદ રાખે છે, અને સ્વપ્નામાં પાછી તેજ ચીજને લાવીને ખડી કરે છે. અરેરે! હે મન! તું કેવું પાપી છે કે પરનારીનો વિચાર પરાણે કરાવે છે. હશે! ચાલ જીવ! હવે તો ઉ-ઠીને સ્નાન કરી લેઉ અને પછી શિવપૂજન તથા સંધ્યા કરી લેઉ તો જરીક મન શાન્ત અને પવિત્ર થાય." શૂરો પછી ઉઠયો અને ઉતાવળે દાતણપાણી કરીને નહાયો, અને શિવાલયમાં જઇને શ્રી શંકરની પૂજા સંપૂર્ણ ભાવથી કરી તથા સંધ્યા કરી. વળી પેલું પરસ્ત્રીનું સ્વપ્નું આવ્યું હતુ તેનું પ્રાયઃચિત્ત નિવારણ થવાને તેણે તે દહાડે સૂર્યનારા-યણને વધારે અર્ધ્ય આપ્યા. પછી સૂર્યનારાયણની સામે હાથ જોડીને નીચે પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યોઃ—હે તે-જોમય! નારાયણ! શુદ્ધબુદ્ધિ રાખવાને યથાશક્તિ પ્રયત્ન કર્યા છતાં પણ મારૂં વિષયવાસનારૂપ અંધકારથી ઘેરા યલું હૃદય પોતાની મલીનતાને તજતું નથી. મારા હૃદય-ના દુષ્ટ સંસ્કારના જોરથી મને પરસ્ત્રી વિષયક સ્વપ્નું આ-વ્યું; તેથી હું અજ્ઞાન પાપી થયો છું. તે પાપમાંથી હે ભગવન્! હું દીન પ્રાણીને છોડવજો, અને હવે પછી એવાં દુષ્ટ સ્વપ્ન હે સવિતા દેવ! આપની કૃપાથી મને ફરીને પ્રાપ્ત થશે નહીં. વારંવાર દોષને કરનાર મારા જેવા જી-વપર આપ કૃપા કરશો તોજ અમારૂં કાંઇ કલ્યાણ થશે, માટે હે સર્વેશ! જ્યોતિરૂપ નારાયણ! શરણે આવેલ મને દોષની ક્ષમા આપીને પાળશો." આ પ્રમાણે પ્રાર્થના કરીને

આપણો શૂરસિંહ બેઠો; શિવ પૂજન, સંધ્યા વંદન, અને સૂર્ય પ્રાર્થના કરી તે છતાં શૂરાનું મન શાન્ત થયું નહીં, પણ વારંવાર પેલી બંગલાના છજામાં ઉભેલી દેખેલી સતી વિષે તેનું મન વારંવાર વિચાર કરવા લાગ્યું. પહેલાં તો તેણે જરીક જરીક પોતાના મનને કબજામાં રાખવાનો પ્રયત્ન કર્યો પણ અન્તે તેના મનની આગળ તેનું જોર ચાલ્યું નહીં.

આપણા આ શૂરાનો તથા સતીનો પ્રેમ કાંઈ એક જન્મનો નહોતો. એ પ્રેમતો ત્રણ જન્મથી ચલ્યો આવેલો છે તે આ વાતના વાંચનારને તથા સાંભળનારને કાંઈ અજાણ્યું નથી. વળી સતી પોતાના બંગલામાં બેઠી બેઠી સાચા મનથી તથા ખરેખરા ભાવથી શૂરા વિષેજ વિચાર કરતી હતી, તથા પલપલે તેને સંભારતી હતી, માટે શૂરાના મનમાં પણ સતી વીષે વિચાર આવ્યા વગર રહે કેમ? માણસો એક બીજાને જાણતાં નથી; પણ માણસનાં મન તો એક બીજાને બરોબર જાણે છે. જો એક માણસ બીજાને પૂરા ભાવથી સંભારે તો સામું માણસ પણ એને સંભાર્યા વગર રહી શકેજ નહીં. તેજ પ્રમાણે શૂરાનું મન પણ તેના હાથમાં રહ્યું નહીં, અને સતીના વિચારમાં ક્ષેડવા લાગ્યું. અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ શૂરાનું મન વધારે ને વધારે સતીના વિચારમાં મગ્ન થતું ગયું. જો સતીને કોઇ આવી વાતની ખબર કહેનાર હોત તો તેને કેટલો આનંદ થાત! જેને હું સંભારૂં છું તે મને પણ નિરંતર સંભાર્યા કરે છે એમ સાંભળીને સતી તો હર્ખમાં

ગાંડી ઘેલી થઈ જાત. પણ તે બિચારીને કાંઇ આ વાતની ખબર નહોતી. તે તો બિચારી પોતાના મનમાં એમ વિચાર કરતી હતી કે આ વખતે મારા ચિત્તનો ચોર ક્યાં હશે? એ મને સંભારતા હશે? ફરીને એ મને મળશે? અને જો તે મને ફરીને મળશે તો મને પોતાની કરશે? આવી આવી તેના મનમાં તો હજારો કલ્પનાઓ ઉઠતી હતી. આજ પણ પવિત્રા સતીની પાસે આવી અને સતીને પૂછયું કે, "કેમ બહેન! કાંઇ નવા સમાચાર?" સતી૦—અરે બહેન! મને તો પ્રાણનાથના કંઈ સમાચાર નથી મલ્યા. મારાથી કાંઈ બહાર જવાય છે? મને સમાચાર ક્યાંથી મળે? પણ માયાળું બહેન! તમે કાંઇ ખબર લાવ્યાં છો?

પવિત્રા૦—તમારાથી બારણે જવાતું નથી; અને હું કાંઇ નામ નિશાન જાણતી નથી હું અને તમે બન્ને સરખાં અપંગ છીએ.

સતી૦—બહેન! એજ મોટું દુઃખ છે તો. રોગતો થયો અને ઉપાય તો જડતો નથી. અરે! સખી! કાળજામાં તો જાણે ઘડીએ ઘડીએ બાણ વાગે છે! અરે આતુરતાથી મારૂં હૃદય-ચીરાઈ જાય છે.

પવિત્રા૦—હજી એટલું સારૂં છે કે સંપૂર્ણ સંયોગથી પ્રીતિ જામી નથી. નિકરતો ઉગરવાનો પણ આરો ન રહે; અને ધીરજ ધોવાઈ જાય.

સતી૦—બહેન! સખી! એવું બોલશોમાં. મેં તો એ-

મને દેખ્યા ત્યારથીજ મારો પ્રેમતો એમના ઉપર પરિપૂર્ણ જામ્યો છે. ખરો સખી! મેંતો જાણે એમની સેવામાં ઘણાંક વર્ષ ગાળ્યાં હોય એવો મારા અંતરમાંથીં ઉમળકો આવે છે. હા નાથ! તમને કાંઈએ નહીં થતું હોય? (સતી રૂવે છે અને પવિત્રાના ખોળામાં પડતું મુકે છે.) પવિત્રા તેને પોતીકી છાતી સાથે દાબીને કહે છે, બહેના! આમ કેમ તું હીંમત હારી જાય છે! જો તને આટલું થાય છે તો તેમને પણ તેટલુંજ થતું હશે. વહાલી સખી! તું જાણતી નથી કે પ્રેમ પરસ્પરનો છે. પણ એ પણ તારી માફક તારો પત્તો જાણતા નહીં હોય, એટલે શું કરે. વળી પુરૂષથી આગળ પડીને સ્ત્રીનું મન જાણ્યા વિગર કશું ઓળખાણ કરાય નહીં; તેમાં વળી સારા કુળવાન પુરૂષો તો એમ કદી આગળ પડેજ નહીં.

સતી૰—ત્યારે તે મને તેમનું ઠામ ઠેકાણું કહેતા કેમ ન જાય?

પવિત્રા૰—પ્રિય સખી! તું કેમ આવું ગાંડું ગાંડું બોલે છે? તારા પૂછ્યા વગર કેમ એનાથી કશું કહેવાય, જા! બહેન હવે તો તું જરીક કાળજું ઠેકાણે રાખીને વાત કરેતો સારૂં. છેક આમ નરમ થઇને હામલી ના જઈએ. સતી આ પ્રમાણે પવિત્રાએ દીધેલી શીખામણ માનીને જરીક હીમ્મત રાખી બેસે છે; પણ પાછું ફરીને મન ભરાઈ આવે છે. એટલે નીચે પ્રમાણે આખમાં આંસું સહીત બોલી ઉઠે છે:—

## લલિત છંદ.

સખિ! કહ્યું ખરૂં સર્વ તેં મને, ઉતરતું નથી હાલ તે મને;
ધિરજ શી રિતે હાલ હું ધરૂં, છણિ હું નાથની કેમ વિસરૂં.૧
પરણિ હું નથી એમને મળી, મનતણી નથી પ્હોચિરે રળી;
પણ ન તે વિના ચેનરે પડે, દિલગિરિ તણો હેતુ ના જડે. ૨
હૃદય ન્યાળવા નાથ ચ્હાય છે, નવ લહી કને કષ્ટ થાય છે;
જઈ કહીં કહે કંથને મળું, મનતણો મહા માળવો રળું.૩
નગરમાં જઇ શોધી કાઢરે, મનથિ માનું હું પૂર્ણ પાડ રે;
સુખતણા ઉપાયો બતાવરે, સખિ તું સ્વામિને લાવ લાવરે.

### ગીતિ.

પવિત્રા૦—ઓળખતી નથિ હું તો, શી રીતે શાણી! જઇ શોધ કરૂં;
ખળાઇ હું નથિ કરતી, તજી ખરખરો કહું છું સર્વ ખરૂં. ૧

સતી૦— ગીતિ.

ગમે તેમ કર એહેની, સ્વામી શોધી કાઢયે સુખ થાશે;
નિકર સખી! વપુ છોડી, રસિયા! વિણ જીવ રિબાઇઆ જાશે.

પવિત્રા૦— પદ. ૧.

(જીન ઈસ્કમે શિરના દિયા જગમેં જીયા ફિર કયા હુવા-એ રાગ)
તુજ જીવને મુજજીવ એકજ, હે સખી! ઉર જાણજે,
મુજ જીવતુજ પે' લો જશે, પરતીજ પૂરણ આણજે. તું૦ ૧
નથિ નામ ઠામ હું જાણતી, પણ યત્ન એવો આદરૂં,
ભગવાનની કરૂણા થકી, ભરથાર તુંજ ભેલો કરૂં. તુ૦ ૨
ધરધીર શાણિ તું શોક તજ, ભજ ભાવથી ભરતારને,
કાલે મળિશ તું કંથને, ગમતું હશે કરતારને. તુ૦ ૩
સાહેલી શાણી દિવસ દશની, દે મુદત તું મૂજને;

સકળ સ્થળે પુરમાં પુરી કરી શોધ સત્ય કહુ તને. તું૦ ૪
આ સાંભળીને સતી ખુશી થઇને બોલી ઉઠી૦—

## સાખી ૧ પદ.

સખિ તુજને સાબાશ, હિમ્મત મુજને આલી,
કંથનિ કરવા તલાશ, વ્હાલી હામ તેં ધાલી. ટેક.
વહાલા કેરા વિયોગના, ભરદરિઆમાં જ્યાંય;
બુડતી હતી ત્યાં બેનડી'! મારી આવીને ઝાલી તેં બ્હાંય.હિ૦ ૧
પતી વિયોગ દુકાળથી, મન ખેતર સૂકાય,
તેવે તું થઇ વાદલી, સખિ વર્ષિ તે ગુણ શું ભુલાય. હિ૦ ૨
મનકેરા માન્યાવિના, મર હતું' તું આ મન;
આલી! તું ઔષધિ થઇ, સુખકારક સંજીવન. હિ૦ ૩
વિયોગ આ ભરથારનો ભારે ડસ્યો ભુજંગ;
જડિબુટ્ટી બનિ બેહેનડી, તેં બચાવિયું મારૂં અંગ, હિ૦ ૪
ગુણવંતા વિણ મુજને ગમે નહીં, ઘડી એક;
(પણ) દશ દિનમાં સાહેલડી, તું રાખજે મારો ટેક. હિ૦ ૫

## દોહરો.

સાહેલી વ્હેલી જઇ, વાલમ ખોલી આણ;
દશ દિવસે પણ નહિ મળે, તો હું પાડીશ પ્રાંણ. ૬

ઉપર પ્રમાણે પવિત્રાએ પોતાની સખી સતીની પાસેથી દસ દિવસની મુદત માગી લીધી અને કહ્યું કે હે બેહેના સતી! તું નક્કી રાખજે કે જો પરમેશ્વરની ઇચ્છા હશે તો દશ દિવસમાં તારા સ્વામિની ખબર લાવીને તને કહીશ. આ પ્રમાણે સતીને ધીરજ આપીને સતીની રજા

બેઇને પવિત્રા પોતાને ઘેર આવી અને એક દોહરો બનાવ્યો; તે દોહરો નીચે પ્રમાણે હતો.

"છજા વિષે શું ભાળિયું, કોણે ને કો ઠાર?
કયે સમય તે સહુ કહો. કરી વિવેક વિચાર. ૧

સાંજરે જ્યારે પવિત્રાનો પતિ સુઇ રહેવા આવ્યો ત્યારે તેણે તેને નમસ્કાર કરીને કહ્યું હે સ્વામિનાથ! મુજ અબળાનું એક વચન કૃપા કરીને સાંભળશો. પવિત્રાના વરનું નામ શાંન્તિશર્મા હતું તેણે પોતાની અતિ પવિત્ર સ્ત્રીનાં આવાં વિનય વચન સાંભળીને કહ્યું, 'હે પ્રિયે! તેં કોઇ દિવસ મારી પાસે કશું માગ્યું નથી. મારા મનમાં રોજ એમ થતું કે જો તું કાંઇ મારી પાસે માગે તો બહુ સારૂં. પણ સંતોષવાળી તું મારી પાસે કશું પણ ન્હોતી માગતી; પણ તું આજે મારી પાસે કાંઇ માગવા ઇચ્છે છે તે જાણીને મને અપાર આનંદ થાય છે.

પવિત્રા૦ હે પરમ દયાળું પતિ! આપ મારા ઉપર હમેશાં દયા રાખતા આવ્યા છો. હું આપની દયાને લાયક નથી તોપણ આપ મારા ઉપર મમતા રાખો છો એ આપના સંપૂર્ણ ઉદાર સ્વભાવનું પરિણામ છે. મુજ સમ અબલાના અનેક દોષને ન જોતાં આપના વટ તરફ જુવો છો એવા આપજ ક્ષમાવાન છો. મારે જે આપની પાસે માગવાનું છે તે હું આપને યથાર્થ રીતે કહું છું. મારી સખી સતી છે એ આપ જાણો છો, એનો હમાણાં કોઈ એક આવેલા મુસાફર ઉપર તે મારી સખીની જન્મોત્તરીમાં લખ્યા પ્રમાણે અકસ્માત પ્રેમ બંધાયો છે.

તે આપણા શહેરમાં હશે પણ તેનું નામ ઠામ મને તથા મારી સખીને માલુમ નથી. તેના વિના મારી સખી રોજ ઈજાઇ જાય છે. માટે એને શોધી કાઢવાને મેં મારે માથે લીધું છે. દશ દિવસની મુદતમાં એને શોધી કાઢવો છે.

શાન્તિશર્મા૦—સાધ્વી! ઘણી આનંદની વાત છે; તેં મને તે દહાડે સતીની જન્મોત્તરી દેખાડી હતી. તેમાં હતું તેજ પ્રમાણે થયું છે. અને વળી તેમાં એમ પણ હતું કે અંતે સતી તેજ વરને વરશે.

પવિત્રા૦—પણ હાલ તો સતીના મનને મોહ પમાડનારા તે પુરૂષનો શોધ કરવાનું મારે માથે આવ્યું છે. તેનું નામ ઠામ જાણ્યા વિના પણ તેને ઓલખી કાઢવાની યુક્તિ મેં કરી છે. લ્યો જુઓ, આ દોહરો. (પવિત્રાએ પોતાનો રચેલો ઉપર કહી ગયા તે દોહરો પોતાના પતિને આપ્યો.)

શાન્તિશર્મા૦—હે સુંદરી! આ દોહરામાં તેં ઠીક યુક્તિ લડાવી છે. એ દોહરામાં પુછેલા પ્રશ્નનો ઉત્તર સતીના છજા આગળ થઇને જનાર તેના મનના માનેલા પુરૂષ શિવાય કોઇ આપી શકે એમ નથી.

પવિત્રા૦—પણ હે નાથ! હું સ્ત્રી માણસ છું માટે મ્હારે બહાર એકલાં રખડવું ન જોઇએ માટે હું આપની પાસે હાથ જોડીને માગું છું કે આ દોહરો લેઇને આપ આપણા આખા શેહેરમાં ફરો અને જે માણસ પરદેશી જેવો લાગે તેની આગળ આ દોહરો કહેવો. પછી જે પુરૂષ આનો જવાબ આપે તેને ઓળખીને તેનું ઠામ તથા

નામ પુછી લાવો. આટલી મહેનત આપ હું અબલાપર તથા મારી ભલી સખી સતીપર કૃપા લાવીને કરો. આપ દયાળું આટલી દયા કર્યા વિગર નહીં રહો એવી મને ખાતરી છે.

શાન્તિશર્મા૦—વહાલી! તું ફિકર ના રાખીશ. હું ગમે ત્યાં ફરીને પણ તારા કહ્યા પ્રમાણે શોધ કાઢી લાવીશ. તારી સખી તને જો વહાલી છે તો હું પણ તેના સુખને સારૂં એટલોજ આતુર છું. પ્રિયા! તને જે માણસ વ્હાલું હોય તેને તારે માટે મારૂં માથું આપવાને હું તૈયાર છું. આમાં તે તું આટલું બધું નમીને શું કરવા કહે છે?

પવિત્રા૦—હે પ્રાણાધાર સ્વામી! હું આપનું અરધું શરીર છું એ આપ સારી રીતે સમજો છો તેથી મારાથી જે કામ ન બની શકે તે આપ આપને માથે ઉપાડી લ્યો છો. આપના જેવા દયાળુ પતિ કોઇને નહીં હોય.

હવે પવિત્રાનો વર શાન્તિશર્મા તરતજ તે દોહરો લેઈને નગરમાં સતીના ચિત્તના ચોરની શોધ કરવાને નીકળ્યો. તે જે જે કોઇ નવતર માણસને જુવે તેને વાતે વળગાડે અને પછી તેની આગળ પેલો દોહરો બોલે. આ પ્રમાણે તે રોજ સવારમાં સન્ધ્યા તથા શિવપૂજન વિગેરે કરીને તથા જમી લેઇને નગરમાં શોધ કરવાને નીકળે. પવિત્રા પણ રોજ વહેલી ઉઠીને રસોઇ કરી લેઇને જમાડે, એટલે તે શોધ કરવાને માટે આખા શહેરમાં ફરવાને નીકળે. પવિત્રા પણ પોતાનાં સાસુ સસરાને જમાડીને તથા જમીને તથા સઘળું ઘરકામ પરવારીને સતીને બંગલે જ-

ઈને તેની પાસે બેસે અને ધીરજ આપે. શાન્તિશર્મા તન દઈને સારા શહેરમાં શોધ કરતો હતો પણ એને પેલા દોહરાનો ઉત્તર દેનાર કોઇ પણ મળતો નહતો. દશ દિવસ શોધ કરવાની મુદતના હતા, તેમાંથી આઠ દિવસ તો જતા રહ્યા, પણ કોઇએ પેલા દોહરાનો જવાબ દેનાર મળ્યો નહીં. નવમે દિવસે શાન્તિશર્મ ખુબ વહેલો ઉઠયો; તેના મનમાં એમ હતું કે વહેલો પરવારીને આજે શોધ કરવા નીકળી પડું પવિત્રા પણ તેની સાથેજ ઉઠી; તે બન્ને જણ ઉઠયાં, તે વખતે રાતના બાર ઉપર બે વાગ્યા હતા. દાતણ પાણી કરી, નહાઇ તથા સંધ્યા કરીને શાન્તિશર્મા શિવપૂજન કરવાને સારૂ નીકળ્યો તે વખતે ત્રણ વાગ્યા હતા. તે રોજે જ્યાં શૂરો ઉતર્યો હતો તે મહાદેવની પૂજા કરવા જતો હતો, પણ શૂરો તેને આટલા દિવસ મળ્યો નહોતો. પણ આજે તે વહેલો પૂજા કરવા ગયો તે વખતે શૂરો મહાદેવના મકાનમાં સુતો હતો. તે મહાદેવની સામેની પડાળીમાં હાલ ઉંઘી ગયો હતો. શાન્તિશર્માએ મહાદેવની પૂજા કરી લીધી તથા આરતી કરીને મહાદેવમાં લટકાવે તો ઘંટ વગાડયો એટલે શૂરો જાગી ઉઠયો. તેણે પૂછ્યું કે દેવલમાં કોણ છે? એટલે શાન્તિશર્માએ કહ્યું; કે ભાઇ! કોઇ નહીં, એતો પૂજા કરવાને આવેલા બ્રાહ્મણ. શુરો પછી જાગતો સુતો છે એવામાં એના મનમાં પાછો સતીનો વિચાર આવ્યો તેથી તે બોલી ઉઠયો૦—

ગીતિ.

છજે છબીલી તું જને સવારમાં ભાળી છક છેક થયો;

તે દિનથી તુજને હું, ચિન્તવું તુજને, કામે દેહ દહ્યો. ૧

શાન્તિશર્માએ જતાં જતાં આ ગીતિ સાંભળી તેથી પાછો ફરીને થોભ્યો અને વિચાર કરવા લાગ્યો કે મારી સ્ત્રીએ જે દોહરો મને કહ્યો છે તે આ પ્રમાણે છેઃ—

દોહરો.

છજ્જા વિષે શું ભાળિયું, કોણે ને કે ઠાર;
કયે સમય તે સઉ કહો, કરી વિવેક વિચાર. ૧

આ દોહરાનો જવાબ બરોબર આ માણસ જે ગીતિ બોલ્યો તેમાંજ આવી જાય છે. પછી શાન્તિશર્મા શુરો સુતો હતો તેની પાસે જઇને ઉભો અને કહ્યું કે ભાઇ હમણા જે આપ કવિતા બોલ્યા તે ઘણીજ સુંદર છે તે મને બહુ રસિક લાગી; એમાં કોઇ વિયોગી પુરૂષવા મનનું વર્ણન છે માટે ફરીને બોલો તો સારૂં. મને એ કવિતા સાંભળવાની બહુ ઇચ્છા છે. મેંતો એ કવિતા જતાં જતાં સાંભળી તેથી મારૂં તો કાળજુજ ઠરી ગયું. આવી સારી કવિતા કોણે બનાવી હશે?

શૂરો૦—મહારાજ! તમને વળી એ કવિતા સાંભળવાનું મન કયાંથી થયું? એતો કોઇએ બનાવી હશે તે મને મોઢે આવડે છે. લ્યો ત્યારે જો આપની ઇચ્છા છે તો સાંભળો હું કહું છું—

ગીતિ.

છજ્જે છબીલી તુજને સવારમાં ભાળી છક છેક થયો;
તે દિનથી તુજને, હું ચિન્તવું તુજને, કામે દેહ દહ્યો. ૧

આ દોહરાના ઉત્તરવાળી ગીતિ શાન્તિશર્માએ બરોબર સાંભળતાંજ મોઢે કરી લીધી અને પછી બોલ્યો કે,– હે ભાઈ! તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો?

શૂરો૦—અમે મુસાફર છીએ, અને અમે પરદેશથી આવ્યા છીએ. મહારાજ! તમે તો આજ શહેરના રહેવાશી હશો.

શાન્તિશર્મા૦—હાજી! આપ શી ન્યાત છો?

શુરો૦—અમે રજપૂત છીએ.

શાન્તિશર્મા૦—આપ કેટલા દિવસથી અત્રે આવ્યાછો?

શુરો૦—અમે આ શહેરમાં પૂનેમને દિવસે પેઠા છીએ; આજે અમને આ શહેરમાં આવ્યે નવ દહાડા થયા.

શાન્તિશર્મા૦—આપને આ નગ્રરમાં કેટલા દહાડા રહેવાનું થશે?

શુરો૦—આ નગર મ્હોટું તથા જોવા લાયક છે માટે ઓછામાં ઓછા એક માસ તો રહીશું, પછી તો ભાઈ! દાણા પાણીને હાથ છે. આ પ્રમાણે વાતચીત કરીને શાન્તિશર્મા પોતાને ઘેર આવ્યો, પવિત્રાના મનમાં આશા ઉત્પન્ન થઇ અને પોતાના સ્વામીને કહ્યું કે હે નાથ! આપ આ ગીતિ કોની પાસેથી સાંભળી તે કહો તથા તેને લગતી સઘળી વાત વિલંબ કર્યા વગર કહો. પછી શાન્તિશર્માએ સઘળી વાત પોતાની સ્ત્રી પવિત્રાને કહી. વળી તે બોલ્યો કે તે માણુસ આ શહેરમાં ઓછામાં ઓછો એક માસ રહેવાનો છે. તે આશરે અઢારેક વર્ષનો રજપૂત મુ-

સાફર છે. આ વાત તું સતીને કહે જે પછી કાલે એને આપણા મહાદેવમાંથી હું તેડી લાવીશ પછી સતી એને ઓળખી લેશે.

પવિત્રા૦—ત્યારે હું અત્યારથી રાંધવા માંડું છું પછી સઘળું કામ ઝટ લઈ પરવારીને મારી સખી સતીને પાસે જઇ સઘળા સમાચાર કહીશ. પણ પ્રાણનાથ! જો એજ માણસ સતીનો પ્રીતમ નીકળે તો કેવું સારૂં? આપણો શ્રમ સફળ થાય અને મારી સખી સુખી થાય.

શાન્તિશર્મા૦—પ્રિયા! એ માણસનું મુખતો કોઇ રાજકુમાર જેવું તેજસ્વી અને મોહ ઉપજાવે એવું છે. માટે વખતે હશે તો એજ. વળી એની બોલેલી ગીતિમાંનો ઉત્તર પણ દોહરામાંના પ્રશ્નની સાથે બરોબર મળતો આવેછે.

પવિત્રા૦—પરમેશ્વર કરેને એમ હો!!!

પછિ પવિત્રા પોતાનું ઘરકામ વિગેરે કરવા મંડી અને જ્યારે તે પોતાની સખી સતીની પાસે જવા તૈયાર થઇ ત્યારે ફક્ત સાડાસાત વાગ્યા હતા. તે આઠ વાગતાના સુમારમાં પોતાની વહાલી સખીને બંગલે પહોચી, તે વખતે એના મનમાં એમ હતું કે હવે હું મારી સખીને આશાના આપનાર સારા સમાચાર કહીશ. પણ તે સતીની પાસે બંગલા અંદર ગઇ તે વખતે પેલા સારા સમાચાર કહી શકાય એમ નહોતું. કેમકે મળસુંદરી રાણી તેની બહેન સતીની પાસે આજે સવારની આવી હતી. પ્રથમ પવિત્રાને એમ થયું કે આજે આટલા વહેલાં વહેલાં રાણી શાથી આવ્યાં હશે? તે થોડીક વાર બેઠી એટલે મળ-

સુંદરીએ નીચે પ્રમાણે વાત કાઢી:—

બ્હેન ! સતી ! હવે હું તને જે વાત કહેવાને આવી છું તે વાત કહુંછું. આપણા નગરમાં ગઇ પુનમને દિવસે સવારમાં સાત જોદ્ધાઓ આવ્યા છે. તે બહુ જોરાવર છે તથા દેશ દેશમાં ફરીને આ શહેરમાં આવ્યા છે.

સતી૰—મ્હોટી બ્હેન ! મેં પુનમને દહાડે આ છજામાંથી તેમને આપણા નગરના દરવાજા તરફ જતા જોયા હતા. તેઓ ઘોડેસ્વાર છે ખરા? વળી તેમાંથી એક તો ત સાતેમાં ઉપરી છે અને તે બહુ કદાવર શરીરનો રાક્ષસ જેવો જબરો છે. તે સાતેજણ રજપૂત છે ખરા?

મળસુંદરી૰—હા બ્હેન ! એ ટોળાનો ઉપરી તો રોયો બહુજ જબરજસ્ત છે. પણ એ લોકો રજપૂત નથી. હા એ લોકો રજપૂત જેવો ડોળ રાખે છે ખરા; પણ તેઓ મોલેસલામ છે. તે લોકોનાં મા અને બાપ બંને રજપૂત નથી હોતા; પણ તેમના મા કે બાપ એમાંથી એક મુસલમાન હોય છે.

સતી૰—મુસલમાન પાદશાહની ખુશી મેળવવા માટે અથવા તો બાદશાહોના જુલમને લીધે ઘણા ભ્રષ્ટ રજપૂતો પોતાની કન્યાઓને મુસલમાનોને દે છે અને પોતે પણ મુસલમાનની કન્યાઓ પરણે છે. હજુ સારૂં છે કે આપણા આટલા મુલકમાં મુસલમાન બાદશાહોનો અમલ આવ્યો નથી.

મળસુંદરી૰—પણ બ્હેન ! આવા આવા પાપી મોલેસલામ આવીને રજપૂત રાજાઓ અને ઠાકોરોમાં ત્રાસ પડાવવા લાગ્યા છે. વખત બારીક આવવા લાગ્યો છે.

સતી૦—પણ હજી આપણા રાજ્યમાં કાંઇ એવો ત્રાસ નથી. હજી તો પરમેશ્વરની આપણા સ્વધર્મી ક્ષત્રિય રાજાઓપર દયા છે.

મળસુંદદી૦—અરે બહેન ! તને ક્યાં ખબર છે આપણાજપર આજે એક મહાસંકટ આવી પડયું તેની તને ક્યાં ખબર છે હું તે વાત તને કરવાને માટે અત્રે આજે આવી છું.

સતી૦—(ચમકીને) અરે બહેના એવું શું છે? મને કહો.

મળસુંદરી૦—એ પાપી મોલેસલામ જોદ્ધાઓ બધે ઠેકાણે જઇને લડાઇ માગે છે, જે ગામના લોકમાંથી કોઇ પણ તેમની જોડે ના લડે તે ગામના રાજાની સાથે તે જુદ્ધ કરે છે અને જો તે રાજા હારે છે તો તેનાં છત્ર, ચમ્મર, અને મુગટ [ખુંચાવી લે છે. એ લોકો આપણા રાજથી આથમણી દિશામાં રાજ કરનારા સઘળાઓના માન ખંડન કરતા આવ્યા છે. અને આપણા ગામમાં આવીને તે સાતે જણે અખાડો જમાવ્યો છે. જે કોઈ તેમની જોડે લડવા આવે છે તેને હરાવે છે. કે કાંતો લડતાં જીવ લે છે. આપણા ગામના સર્વ રજપૂતો એ લોકોથી લડાઇમાં હારી ગયા છે, અને હવે કોઇ એમના સામું થતું નથી. ગઇકાલે તેઓએ રાજા પાસે યોદ્ધા માગ્યો હતો. તેથી આપણા સેનાપતિ સમરસેન તેમની સાથે અખાડામાં લડવા ગયા હતા. તેમને પણ એ મોલેસલામની ટોલીના સરદાર બિસમિલ્લાસિંહે ઘોડાપરથી ભાલાથી ભેદી નાખ્યા. તેથી સેનાપતિ તો મરવા પડયા છે અને કાળજું હાલે છે. આજે વળી તે બિસમિલ્લાસિંહે સવાર થતાંજ

મારા પતિને નગરના રાજા તરીકે લડવાનું કહેણ મોકલ્યું હતું. તેથી મારા પતિએ તો તે મોલેસલામની સાથે લડવાનું કબુલ કર્યું. અને આજે સાંજે અમરામહેલની પાસે રાજનો અખાડો છે તેમાં મારા પતિ તે પાપી અને રાક્ષસ જેવા મોલેસલામના સરદાર બિસમિલ્લાસિંહ જોડે લઢવાના છે. મેં મારા પતિને બહુ સમજાવ્યા પણ લડવાને જવાનું ના કહેતા નથી. એતો કહે છે કે હું ખરો રજપૂત જે કોઈ લડાઇ માગે તેને લડાઇ આપ્યા વગર કેમ રહું? માટે હે બહેન સતી! તું હાલને હાલ ચાલ અને મારા પતિને કાંઈ બે અક્ષર કહે, અને તેમને તું સમજાવ. અરે! બહેન! યુદ્ધમાં કાંઈનું કાંઇ થાય તો મારૂં નશીબ ફુટી જાય. (મળસુંદરીની આંખમાં ઝળઝળીયાં આવી જાય છે.)

મળસુંદરીના મનમાં તો પહેલેથી વહેમ હતો કે તેનો પતિ રાજા વીરસિંહ મનમાંથી સતી ઉપર મોહ પામ્યો છે. માટે આ વખતે જ્યારે રાજાએ રાણીનું કહ્યું ના માનીને પેલા બિસમિલ્લાસિંહ સાથે લડવા જવાનો નિશ્ચય કર્યો ત્યારે રાણી મળસુંદરીએ એમ ધાર્યું કે એ સતીનું કહ્યું માનશે. તે માટે રાજાવીરસિંહને લડવા જતાં વારી રાખવા સતીને હાલ તેડવાને તે આવી હતી.

સતી પણ પોતાની બહેન મળસુંદરીને આવો બારીક સમય આવેલો જાણી તેની સાથે પોતાના બનેવી રાજા વીરસિંહને સમજાવીને પેલા મોલેસલામ યોદ્ધાના ઉપરીની સાથે લડાઈમાં ઉતરતાં વારી રાખવાને માટે પોતે ગઈ. તે પોતાના મનમાં જાણતી હતી કે જ્યારે રાજાએ પોતા-

ની રાણીનું પણ ન માન્યું ત્યારે મારૂં કહ્યું શું માનશે;
વળી તે જાણુતી હતી કે રાજા પોતાનો ક્ષત્રિયનો શો ધર્મ
છે તે બહુ સારી રીતે સમજે છે, અને ટેક છોડે તેવો
નથી. તો પણ પોતાની બહેનને સારૂં લગાડવાને માટે તે-
ણે તેનું કહ્યું માન્યું, અને બંગલામાંથી નીકળી ને મળ-
સુંદરીના વાહનમાં બેશીને રાજ મહેલમાં જવા નીકળી.
આથી પવિત્રાને જે વાત કહેવી હતી તે પવિત્રાથી કહેવાઇ
નહીં. આ પવિત્રા તો પોતાના ઘર તરફ ચાલી; તેણે નિ-
શ્ચય કર્યો કે મારા પતિની પાસે કાલે તે મુંસાફરને મારે
ઘેર તેડી મંગાવીશ અને સતીને રાજ મહેલમાંથી તે મુ-
સાફરને ઓળખવાને માટે મારે ઘેર તેડી મંગાવીશ. કાર-
ણ કે સતી તે રાતરે રાજ મહાલયમાં રહેવાની હતી. વ-
ળી પવિત્રાના મનમાં વિચાર આવ્યો કે આજે રાજા લડા-
ઈપર ચડવાના છે માટે કુણ જાણે શુએ થાય, તેથી તેણે
મનમાં એવો ઠરાવ કર્યો કે, આજે અખાડામાં શો પરિ-
ણામ થાય છે તે જોઈ લઇએ પછી કાલે એ પરદેશીને
તેડી લાવવાની વાત મારા પતિને કરીશ, આજે નહી કરૂં;
આજે સાંજરે તો એમને અખાડામાં રાજાની લડાઇ જો-
વાને મોકલીશ, કેમકે ત્યાં શું થયું એની મને ખબર પડે;
રાજા વખતે લડતાં માર્યા જાય તો સતીને અને મળસુંદ-
રીને તો રાતોરાત ઉચાળા ભરવા પડે, કેમકે રાજા વીર-
સિંહને કાંઈ પુત્ર નથી માટે એકેદમે બહારવટે ગયેલા ફ-
ટૈયાઓ ચડાઇ કરે. પવિત્રા આવો વિચાર કરતી કરતી
પોતાને ઘેર ગઈ.

હવે સતી અને મળસુંદરી પણ રાજ મહેલ પોચ્યાં. ત્યાં આગળ રાજાને માન આપીને બન્નેજણ બેઠાં. સતીએ પછી રાજાની મરજી જોઇને નીચે પ્રમાણે કહ્યું:—

સતી૦—મહારાજા! મારી મોટી બહેને મને આપ લડાઇમાં ઉતરવાના છો એ વાત કહી તેથી મને ચિન્તા થવા લાગી માટે હું આપની પાસે એક અરજ કરવાને આવી છું.

રાજા૦—તમારે જે કાંમ હોય તે કહો, જો મારા ધર્મને હાનિ નહીં થતી હોય તો હું એ કામ ખુશીથી કરીશ. જો ધર્મ હાનિ ન થતી હોય તો હું તમારૂં કહ્યું માન્યા વિના રહું એમ તમને કદી પણ ભાસે છે?

સતી૦—ના મહારાજ! આપ જો કે મહારા બનેવી છો તો પણ મારા ઉપર પિતાના જેટલું હેત રાખો છો. મારામાં કાંઈ અધિક સમજ નથી માટે હું કાંઇ અણઘટતું બોલું તો આપ માફ કરશો. એ મોલેસલામ લડવઈયા જોડે આપ સાચા રજપૂત લડવા લાયક નહીં; એતો નીચા તરકડાની જાતમાં ભળેલા છે. એ લોકોને આપણા નગરમાંથી આપણી આખી સેનાને બળે કાઢી મુકાવવા જોઇએ. એવા તો હજારો ઢોંગી લોકો આવે, એમની સાથે આપ લડવા ઉતરો તો કેમ પાલવે?

રાજા૦— ભલાં બહેન! સતી તમે વાત કહી તે ખરી, જો આપણે આપણા લશ્કરના બળ વડે કાઢી મૂકવા ધારીએ તો તેમને નગર બહાર કાઢી મૂકી શકીએ ખરા;

કેમકે તે મોલેસલામ સવારો સાતજ છે. પણ એમ એ લોકોને કાઢી મૂકવા એતો આપણને લડવાનું જોર ન હોય ત્યારે વાંકું બોલવા જેવું થાય. હું સાચો ક્ષત્રિય છું, મારાથી વાંકું બોલ્યા જેવું કેમ કરાય?

## દુહો.

રણ ચડતાં રજપૂત ડગે તો, કીર્તિ રસાતળ જાય૦ ભ૦
ભૂપતિ ભાગે મોત ભયે તે, વ્યંડળમાં લેખાય૦ ભલાજીરે.

સતી૦—મહારાજ! આપનું કહેવું સત્ય છે; આપ તો ખરેખરા ક્ષત્રિય છો; અને આ મોલેસલામ જોદ્ધાઓ તો વગળ વંશી વરણસંકર છે. માટે એ લોક આપના સામા રણમાં ઉભા રહેવા લાયક નથી, તેનો આપ કૃપા કરીને વિચાર કરો.

રાજા૦—ભોળાં સતી! મેં તેનો પણ વિચાર કર્યો છે. જો હું સાચો ક્ષત્રિય રાજ પુત્ર છું અને એ વળગવંશી લડાઈ માગે અને ના કહું તો મારૂં ખરૂં રજપૂત પણું શાનું? એવા નીચા માણસોને હરાવીને મારે મારૂં રજપૂત પણું તથા મારા રાજ્યનું માન જાળવવું જોઇએ. આ વાત મારા મનમાં ખરેખરી ઠસેલી છે માટે હું એને હરાવ્યા વિના જંપવાનો નથી. કોઇ આ સંસારમાં અમર નથી, માટે આ સંસારના સ્ત્રી અને રાજ્ય વિગેરે ભોગોને ભોગવવા કીર્તિ ખોઇને હું કદાપિ પણ ઇચ્છતો નથી. હું ટુંકામાં એટલુંજ કહું છું. રજપૂતની દીકરી તલવાર સાથે પરણે છે; એ તલવાર વાપરતાં જો મારો અમર

આત્મા સ્વર્ગે સિધાવે તો તમે બંને બેનો આ શહેરનો તરત ત્યાગ કરીને જ્યાં નિર્ભય ઠેકાણું મળે ત્યાં જઈને રહેજો. ચ્હાયતો પિયર જાવ કે વનમાં જાવ. હું તો કૈલાશ કે કીર્તિ બેમાંથી એકને માટે તૈયારજ છું. મારો દેહ પડયો જાણીને ચારે તરફથી પટૈયાઓ અને દુશ્મનો આવીને રાજ્ય ઉપર ચડાઇ કરશે. માટે તમે તો આ શહેરમાંથી તરતજ જજો. તમારી બહેનના પેટમાં ગર્ભ છે અને તેને બે માસ થયા છે. માટે તેનો જીવ ઉગારજો. તે જન્મશે તો પાછળથી પણ મારા શત્રુઓ પાસેથી મારૂં રાજ પાછું છિનાવી લેશે.

આ પ્રમાણે રાજા વીરસિંહનો નિશ્ચય જોઇને સતી વધારે બોલી નહીં. મળસુંદરી તો નીચે પ્રમાણે આંસું સહીત બોલી ઉઠી.

પદ. ૧.

નાથ ન જાશોરે જુદ્ધમાં, મજબુત જોદ્ધા મોલિસલામ;
કાંક વિચારોરે કંથજી, હદથી અધિક ન ધરીએ હામ. નાથ. ટેક.
સ્વામી રત્ન સમા આપ છો, પથ્થર જેવો પાપી એહ;
કોમળ કાયા રે આપની, કઠણ બહુ દુષ્મનની દેહ. નાથ. ૧
પથ્થર સાથેરે રત્નને, શીદ પછાડો મારા નાથ;
કેમ રઝળતીરે મુજને, મૂકો પ્યારા પકડી હાથ. ના. ૨
તમ આધારેરે સર્વ છે, માનો સાચું મારા રાજ;
પ્રજા તમારીરે તમ કાજ આ, તલસે છે હે ગરિબ નિવાજ. ના. ૩
દૂસ્મન સામારે ઝુઝવું, ખુલ્લી ખેંચીને તલવાર;
એ ક્યમ જોઇ શકાયે મુજથી, નવ થાવા દેઉ ઘોડે સ્વાર. ના. ૪

મારા હૈયા કેરા હાર છો, પ્યારા પ્રીતમ પ્રાણાધાર;
જીવ ન ચાલેરે માહરો, જાવા દેતાં રણમોઝાર. નાથ. ૫
આપ અખાડે રે તે છતાં, જાવાને ઝંખો મનમાંય;
પેહેલું છેદો મારા શીશને, માની પાડ નમું તમ પાય. ના. ૬

રાજાએ તો જવાબ દીધો કે આ વખતે આવી રીતે રોકકળ કરવાથી મને અપશુકનજ થવાના છે. બાકી તમારા રોવાથી ડગીને હું મારો રાજધર્મ છોડવાનો તો નથીજ.

મળસુંદરીએ તો નક્કી કર્યું કે જો મારા પતિ યુદ્ધમાં દેહ છોડશે તો હું પણ તેમની સાથે પ્રાણ છોડીશ. લડાઈનો સમય થવા આવ્યો એટલે રાજા હથિયાર સૂજવા ગયા; એટલે મળસુંદરી તો બીચારી અડધી ઘેલી જેવી બની ગઇ, પણ સતીએ પોતાની ભારેવાઇ બહેનનો જીવ ઉગારીને પોતાના બનેવીનું નામ રહે માટે પોતાની બહેનને ત્યાંથી નસાડવાની બધી તૈયારી કરી રાખી. તેની સાથે જઇને તેને પિયર પોચાડે એવા હુંશીયાર હથિયાર બંધ માણસો તૈયાર કરી રાખ્યાં. સતીએ પોતાને માટે એવો ઠરાવ કર્યો કે મારે તો ગમે ત્યાંથી ફરીને મારા મને હરણ કરનાર મારા પ્રિતમને શોધી કાઢવા; તેથી તેણે તો પુરૂષનો વેષ પહેરી લીધો તથા સઘળાં હથિયાર સજી લીધાં; તેના મનમાં પોતાની માશીને ત્યાં જઇને રહેવાની ઇચ્છા નહોતી, કેમકે તેને ખબર હતી કે તેનો પ્રાણનાથ તે શેહેરમાં હતો, માટે જો ત શેહેર છોડીને જાય તો તેને ફરીને મળવાનો સંભવ રહે નહીં. પોતાની બહેનને તો તેણે એમજ કહ્યું કે આ વેષ મેં તારી સાથેજ રહેવાને રાખ્યો

છે. વખતે કાંઈ તોફાન થાય તો આપણને ઝટ નાસવાનું ફાવે, કેમકે રાજ હુલેર થાય ત્યારે આપણને આપણી લાજ સાચવવી કઠણ પડે; મરીએ તેની તો કાંઇ હરકત નહીં. આ પ્રમાણે સતીએ પોતાની બહેન મળસુંદરીને લાજ જવાનો ભય બતાવીને પણ વીપરીત પરીણામ લડાઇનું થાય તો શેહેરમાંથી ઝટ બહાર નીકળી જવાને માટે સમજાવી. રાણીએ પણ તે પ્રમાણે કબુલ કર્યું. રાજમેહેલના પડખાની બારીઓ રાજાના લડાઇના અખાડામાં પડતી હતી તે બારીએ ચખ નંખાવીને બંન્ને બહેનો રાજાની તથા પેલા મોલેસલામ બિસમિલ્લાસિંહની લડાઈ જોવાને બેઠીઓ. રાજા સર્વ હથિયાર સજીને રાણી પાસે આવ્યા અને પાસે કંકુનો ચાંદલો કરાવીને હસતે મુખે ઘોડે ચડીને તરત અખાડામાં આવ્યા, અને અખાડામાં પોતાનો ઘોડો ફેરવવા લાગ્યા. અખાડાની આશપાસતો લોકોની ઠઠ ભરાઈ હતી. રાજા લડાઇમાં પડે તો રાજ હુલેર થાય એવું હતું તોપણ પૈસાદાર લોકો પોતાના પૈસા સાચવવા અથવા સંતાડવા રહ્યા ન્હોતા; લોકોને પોતાની માલ મીલકત કરતાં પણ પોતાનો ધર્મિષ્ટ રાજા ઘણો વહાલો હતો માટે લડાઇનું શું પરીણામ થશે તે જોવાનો તે ધડકતે કાળજે ગરીબ તથા પૈસાદાર સર્વે આવ્યા હતા. તે સર્વે લોકો એકવાર એમ બુમ પાડી ઉઠ્યા કે, આ મોલેસલામ લુચ્ચાઓને અમે મારી નાખીશું, અને અમારા વહાલા રાજાને તે લોકો જોડે લડવા દેવાના નથી. આ પરથી રાજાએ પોતાના બારોટ પાસે સૌ લોકને સોગન દે-

ચડાવ્યા કે, "જે કોઇ મોલેસલામ લડવઈયાને હરકત કરે તેને મહારાજા શ્રી વીરસિંહની દવાઈ છે" આથી લોકો બિચારા પોંચા કરડીને રહ્યા. જો રાજાના સોગન ના દીધા હોત તો લોકો પેલા મોલેસલામોની પંચ ઈટાળી કરતંજ. રાજાની પાસે રાજાનો વહાલો કવી રણમલ બારોટ વીરરસનાં કવિત લલકારી રહ્યો હતો. લોકો તો જોવાને માટે તળે ઉપર થઈ રહ્યા હતા, તેમાં પવિત્રાનો વર શાન્તિશર્મા પણ પોતાની સ્ત્રીએ લડાઈનો પરિણામ જોવા તથા સતી-ની ખબર કાઢવા મોકલ્યો હતો તે પણ આવ્યો હતો. બીજા માણસને તો કશો પત્તો લાગે નહીં, પણ આ તો રાજગોરનો દીકરો હતો એટલે લોકોના ટોળામાંથી નીકળીને રાજમેહેલમાં સતી પાસે ગયો, અને કહ્યું કે કાંઈ જરૂર હોય તો મને કહો; વળી વખતે લડાઇમાં ખોટું નીપજે તો એકદમે નાસમનાસા કરશો નહીં આ મારૂં ઘર રાજમહેલની જોડેજ છે તેમાં આવજો અને તે અમારા ઘરમાં દરવાજા બહાર નીકળી જવાની સળંગ છે તે તમારા ઘરડાઓએ પોતાને સંકટને વખતે કામ આવે માટે અમને કરાવી આપી છે, તેમાં થઈને તમે દરવાજા બહાર નીકળી જજો; વળી હું તમારા પીયર લગી મુકવાને તમારી સાથે આવીશ. શહેર ચીરીને તમારે બહાર ન જવું, કેમકે તોફાનના વખતમાં કશું પ્રમાણ નથી રહેતું. પણ પરમેશ્વર કરશે તો એવો વખતજ નહીં આવે.

મળસુંદરી તથા સતી૦—ગોર મહારાજ આપનો

આશીરવાદ ફળજો. અને એ પાપી મોલેસલામ લોકો ર-ણમાં રોળાજો. અને આપણા મહારાજા શ્રીનો જય થજો.

શાન્તિશર્મા, મળસુંદરી તથા સતી ત્રણે જણ બા-રીએ ઉભાં હવે અખાડામાં નજર કરે છે. થોડીકવાર થઈ એટલે પેલા સાત મોલેસલામ સવારો ઘોડે બેશીને હથિ-યાર સજીને અખાડામાં આવ્યા. તે લોકોનો ઉપરી, બિસ-મિલ્લાસિંહ અખાડા વચ્ચે ઉભો રહીને રાજાના સામું જોઇ મોટે ઘાંટેથી બોલ્યોઃ--

બિસમિલ્લાસિંહ—હે રાજા અમે ઘણુંક શેહેરમાં જઇને ત્યાંના રાજાઓને યુદ્ધમાં હરાવીને વિજયના ડંકા કરતા તમારા શેહેરમાં આવી પોચ્યા છીએ; અંહીં પણ અમે અ-ખડયો રોપ્યો અને તમારી રૈયતમાંથી જે જે રજપૂત યો-દ્ધાઓ અમારી સામે લડવા આવ્યા તેમને અમારાં વિજ-યી હથિયારોવડે અમે જમીન દોસ્ત કર્યા છે; પછી તમે તમારી તરફથી તમારા સેનાપતિને લડવા મોકલ્યો, તે પ-ણ મારા લગાવેલા ઘાથી અધમુવો થઇ ગયો છે. હવે તમારા રાજ્યમાંથી કોઈપણ માણસ અમારા સામે લઢી શકે એમ નથી, માટે અમારી સાથે તમારે લડવું પડશે; જો તમારે લડવાની ઇચ્છા ના હોય તો અમારા સામો લડનાર એક યોદ્ધો આપો નીકર લખી આપો કે "બિસ-મિલ્લાસિંહ સમેશેર બહાદુરથી કાન્તિનગરનો રાજા વિર-સિંહ હાર્યો છે, અને તેણે દયા લાવીને આપેલો મુગટ પ-હેરી રાજભોગવે છે." વીરસિંહ—નીચ મોલેસલામ વરણ સંકરા તું મારી આગળ આવા અપમાન ભરેલા શબ્દો

બોલે છે માટે તને યુદ્ધમાં મારીને નરકમાં મોકલી રજપૂ- તોનું કલંક ધોઈ નાખવા હું તૈયાર છું. સર્વ ઠેકાણેથી તેં વિજય કર્યો પણ અત્રે તો તારે માટે તાજા ઘા તૈયાર છે.

બિસમિલ્લાસિંહ૦—જો કે હું મોલેસલામછું તો પણ હજારો ખરા રજપૂતોના જીવને આ મારી તલવારે ખાધા છે. માટે મિથ્યા રજપૂતપણાના અભિમાનવાળા તારા જેવાને મારી પાડવામાં હું મોટાઇ માનતો નથી, પણ જ્યારે તું વાંકો છે ત્યારે તને જમીન ઉપર સીધો સુવાડવાને હું તૈયાર છું. લે ત્યારે સાંભળ લડાઈની સરતો અને છેલીવારના કાન પવિત્ર કરીલે. પછી તો ખાંડાના ખડખડાટજ કાને પડશે.

વીરસિંહ૦—ચલ ભસી લે તારી સરતો ઝટ લેઇને, કેમકે મારા હાથ તને નરકની કેદમાં મોકલવાને ચલવળી રહ્યા છે.

બિસમિલ્લાસિંહ૦—બકાલની પેઠે બકનારા રજપૂત! હું તારી સાથે ત્રણ લડાઇ લડીશ, ત્રણ લડાઈમાંની એક લડાઇમાં પણ તું જીતીશ તો હું હાર્યો ગણાઈશ, અને તું જીત્યો ગણાઇશ. પછી જો હું ઘાવાયલો પણ જીવતો હોઉં તો તું મને ગમેતો ફાંસી દેજે, અને મરી ગયો હોઉંતો ગ- મેતો મારૂં મડદું ગધેડાને પુંછડે બંધાવીને ખેંચાવી નાં- ખજે. જોતું ત્રણે લડાઇમાં હારીશ તો તારૂં છત્ર ચમર અને મુગટ સઘળું તારે મારે તાબે કરવું પડશે. આ પ્ર- માણે હું લડાઇની શરતો કરૂં છું. અત્યાર લગીતો સઘળા રાજાઓએ મારી આગળ હાર માની છે. પણ તું કાળના

મ્હોડામાં પેસવાને માટે તૈયાર થયો છે તો તારી મરજી. ચલ થા લાડવા તૈયાર.

વિરસિંહ૦—તારે નિમાજ પડવો હોય તો પડી લે હું તો તૈયારજ છું. એકથી બીજો ઘા ખાવાને તું રહેવાનો નથી.

બિસમિલ્લાસિંહજી૦—તને જહાનમની કોટડીમાં પૂરવાને આ મારી તલવારરૂપી કુંચી લેઇને આવ્યો છું.

પછી રાજાએ "હર! હર! શંકર!" નો ઉચ્ચાર કર્યો અને પેલા મેલોસલામે "અલાઈ લિલ્લિલ્લા મહમદ રસુલલ્લા" એવો ઉચ્ચાર કર્યો અને બન્ને એક બીજાની સામે વીજળીની માફક ટૂટી પડ્યા.

દુહો.

સામા સામી તોપતણા જ્યમ, ગોળા બે અથડાય૦ ભલા૦
તેમજ મોલેસલામની સામા, અથડાય જઇરાય૦ ભલાજી૦
રજ ઉડી કોટ થયો બહુ કાળો, છેક છવાયો આભ૦ ભ૦
ધમકે ધરણી તે સુણિ છુટે, ગાભિણિ કેરા ગાભ૦ ભલા૦

પોતાના સ્વામીને આવી લડાઇમાં મંડેલા જોઇને મળસુંદરી મહેલની બારીમાંથી જોતી હતી તે તો મૂર્છા પામી.

બન્ને યોદ્ધાઓના ભાલા તો પહેલાજ ધમશાણમાં ભાગી ગયા હતા હવે તે બંને જણ તલવારથી લડતા હતા. લડતાં લડતાં રાજાની તલવાર ભાગી ગઈ અને પછી ફરસી લેઇને રાજા તે મોલેસલામપર ટૂટી પડયો પડયો. તે માલેસલામે પોતાની ફરશી લેઇને રાજાની ફરશી પર મારી તે એટલા જોરથી કે રાજાના હાથમાંથી પોતાની ફરશી છૂટી જઇને ભોંયપર પડી. હવે મોલેસલામે પો-

તાના હથીયાર મુકી દેઇને રાજાના માથા ઉપર એક મુક્કી મરી કે તે તમર ખાઇને હેઠો પડયો. ઘણીકવાર પછી રાજા સચેત થઇને ઉઠયો ત્યારે મોલેસલામ બિસમિલ્લાસિંહે તેને કહ્યું કે હે રાજા ! તું ફોકિયાત મારતો હતો તે પહેલાં યુદ્ધમાં તો હાર્યો જો મેં તનેં હથિયારથી ઘા માર્યો હોતતો આ મહેણું સાંભળવાને પણ ફરીને ઉઠત નહીં. હજી બીજીવાર લડવાની હોંશ છે ? કે હાર માને છે ?

વીરસિંહ૦—જીવતો રજપૂત કદી હાર માનતો નથી. માટે હે પોતાના બળથી ઉન્મત્ત થયેલા કુપાત્ર! તારી સાથે બાકી રહેલી બીજી બે લડાઇઓ લડવાંને હું તૈયાર છું. હું કાંઇ હીજડો નથી. મરણથી કદાપી પણ નહીં ડરનારો હું સાચો રજપૂત બચ્ચો છું. દુષ્ટ થા તૈયાર, વારંવાર કુતરૂં રોટલો લેઇ જઈ શકશે નહીં.

બિસમિલ્લાસિંહ૦—જો તને મરવું વહાલું લાગે છે તો લેતો જજે આ પ્રમાણે બોલીને તે મોલેસલામે બીજી લડાઈ શરૂ કરી અને પાછું લોકોનું ધ્યાન બંન્ને લડનાર તરફ એકાગ્ર થયું. આ વખતે રાજા તથા પેલો મોલેસલામ પગપાળા લડતા હતા. રાજા ચપળતાથી મોલેસલામના ઘા ચુકાવતો હતો, અને તે મોલેસલામ તો રાજાના ઘાને ગણુતીમાંજ ગણુતો નહવો. છેવટે તે મોલેસલામના ઝપાટામાં લડતાં થાકી ગયેલો રાજા આવ્યો અને તેને મોલેસલામ બિસમિલ્લાસિંહે બાચીમાં થોટ મારીને જમીન ઉપર પાડયો.

રાજા આ બીજી લડાઇમાં પણ હાર્યો, જોવાને આ-

વેલા લોકોના પેટમાં તેલ રેડાયું અને દયામણા જોવા દેખાવા લાગ્યા. જો રાજાએ સોગન ન દેવાડયા હોત તે લોકો મધ માખીઓની માફક તે મોલેસલામપર તૂટી પડત અને એનો જીવ લેત. રાજાએ નિશ્ચય કર્યો. આપણે ત્રીજી લડાઈમાં જીતવાની આશા નથી; પણ પાછું હઠવું નથી. મરણ આવશે તો હરકત નહીં પણ હાર માનીને જીવવું નહીં, લડતાં મરવું એ સારૂં છે. રાજા આ પ્રમાણે વિચાર કરે છે એવામાં પેલો મોલેસલામ લડવાઇયો બિસમિલ્લાસિંહ અખાડાની વચમાં આમ તેમ ફરીને નીચે પ્રમાણે બોલવા લાગ્યો.

ભિસમિલ્લાસિંહ૦—હે આ નગરના જોવા આવેલા લોકો! તમારા રાજાને બે લડાઈમાં હરાવ્યો, હવે ફક્ત ત્રીજી લડાઈ રહી છે. તેમાં પણ એ મારી સાથે જીતવાનો નથી અને છેવટે કાંતો એનો જીવ કે એનો જશ જશે. મિથ્યાભિમાની રજપૂતો અમને રજપૂતમાં ગણતા નથી. પણ અમે મોલેસલામ લોકો રજપૂતોથી પણ વધારે બળવાન તથા શુરવીર છીએ એ અમારા પરાક્રમો ઉપરથી ખુલ્લુંજ છે. રજપૂતો અમારાથી શાના ઉંચા થવા જાય છે? આ એક ઘડી પછી આ રજપૂત રાજા વિરસિંહ એનાં છત્ર, ચામર અને મુગટ ખોશે એટલુંજ નહીં પણ વખતે મારા હાથે એનો જીવ પણ ખોશે; પણ છે કોઇ ગામમાં રજપુત બચ્ચો કે જે મારા સન્મુખ આવીને લડવા ઉતરે? અરે રાજાને માંથેથી ત્રીજી લડાઇ ઉતારે? અરે કોણ મારા સામું આવે! ગામમાં સઘળા રજપુતો હીજડા છેં! !!

આ પ્રમાણે બિસમિલ્લાસિંહનું બોલવું સાંભળીને ગુસ્સે થયેલો રાજા વીરસિંહ એમ કહેવા જતો હતો કે હે વરણસંકરા તું તે અખડામાં મારી સાથે યુદ્ધ કરવા આવ્યો છે કે તારી પોતાની ભાટાઇ કુટવા આવ્યો છે, એટલામાં તો એક અઢાર વર્ષનો જણાતો રજપૂત જુવાન અખાડામાં આવીને બોલ્યો કે હે તરકબુદ્ધિ વગળવંશી સર્વ રજપૂતો હીજડા થઇ ગયા છે, આ ગામમાં કોઈ રજપૂતજ નથી એવાં તારાં વચનોને માટે તને સિજા કરવાને માટે હું રજપૂત બચ્ચો તારા સામે આજ અખાડામાં અત્યારે લડવા માગું છું. અને રાજા વિરસિંહની ત્રીજી લડાઇ રજપૂતના નામને માટે મારે માંથે લેઉં છું. અને લડવાને તૈયાર છું. આ જુવાન રજપૂતની ઉમ્મર હિંમત અને બોલવાની છટા જોઇને સર્વે જોવા આવેલા લોકો તો આશ્ચર્ય પામ્યા. લોકો આશ્ચર્ય પામ્યા પણ રાજમેહેલની બારીએ ઉભેલી સતીએ તો આપણા આ શૂરવીર રજપૂતને ઓળખ્યો અને આનંદ પામી, કેમકે જેના પર તે મોહ પામી હતી અને જેને ખોળતી હતી તે આપણો શૂરસિંહ હતો. થોડીવાર તો તેને આનંદ થયો પણ પછી તરતજ તેના મનમાં ચિંન્તા પડી કે મારા પ્રીતમ તો મને પરણ્યા પહેલાં આ પાપી મોલેસલામ સામા ચળકતી તરવારે લડવા ઉતરી આવ્યા છે. તો પણ સતીનું મન થીર થયું એટલે તેણે પોતાના મનના માનેલા પતિને ઉભી હતી ત્યાંથી નમસ્કાર કર્યાં. આ વખતે ગોરનો પુત્ર શાન્તિશર્મા પાસે ઉભો હતો તેણે કહ્યું કે, બહેન સતી! તમે જે પુરૂષને

મનથી પતિ માન્યો છે તે પુરૂષ પેલો ઉભો છે તે રજપૂત જુવાન હશે? સતી કહે૦--હશે શું? એતો એજ છે મેં તો ક્યારનાયે એમને ઓળખ્યા. આ પ્રમાણે હવે .સતી વાતો કરે છે અને વિચાર કરે છે એટલામાં તો શૂરસિંહ તથા બિસમિલ્લાસિંહની વચ્ચે નીચે પ્રમાણે બોલચાલ થઇ ગઈ હતી:—

બિસમિલ્લાસિંહ૦—અરે જુવાન રજપૂત તું મારી સાથે રજપૂતપણું દાખવવા બહાર નીકળી આવ્યો તેથી મને આનંદ થાય છે, પણ તારૂં રજપૂતપણું મારી સાથે તું નિભાવી શકીશ એ વાતમાં મને ઘણીજ શંકા રહે છે.

શૂરસિંહ૦—એ શંકા હું આપની બહુજ સારી રીતે નીવારણ કરીશ કેમકે જ્યાં લગણ માણસના મનમાં શંકા રહે છે ત્યાં લગી તેને ભૂત થવાનો સંભવ રહે છે, પણ મારે તો આપને બેહેસ્તમાં રેહેનારી પરીઓ સાથે પરણાવવા છે. પછી જહાનમમાં જાવ તો તમારા કર્મને લેખે.

બિસમિલ્લાસિંહ૦—હે જુવાન રજપૂત તું મારી જોડે પગપાળો લડવાને ઇચ્છે છે કે ઘોડા ઉપર બેશીને?

શૂરસિંહ૦— હે મોલેસલામ મારી પાસે તો ઘોડો નથી, તેમ છતાં તારી ઇચ્છા ઘોડે બેસીને લડવા ઇચ્છતો હોય તો તું ઘોડે બેસીને લડજે ને હું તારી સાથે પગપાળોજ લડીશ. કાંઇ ઘોડે બેસનારને વિજય મળે છે એમ નથી; વિજય ખરો હુશિયાર લડવૈયો હોય છે તેનેજ મળે છે.

બિસમિલ્લાસિંહ૦—હે જુવાન! જો તું પગપાળો

છે તો હું પણ પગપાળો લડવા તૈયાર છુ. પણ હવે રાજાએ પોતાના માણસોને હુકમ કર્યો કે જાવ સારો મજબુત ઘોડો આ જુવાનને માટે તૈયાર કરીને લાવો; અને તે પ્રમાણે શૂરાને માટે એક ઘડીકમાં ખુબ મજબુત ઘોડો તૈયાર કરીને રાજાના નોકરોએ આણ્યો. હવે શૂરો રાજાને ઘોડે ચડયો અને મોલેસલામે પણ પોતાનો ઘોડો તેના સામો લાવીને રાખ્યો. આપણા શૂરાએતો પોતાના હાથમાં ફ્કત હથિયારમાં તલવારજ રાખી હતી. મોલેસલામે સામી બરછી વાપરવા માંડી પણ તે શૂરાએ કાપી નાખી. હવે બન્ને જણ તલવારથી લડવા લાગ્યા. શૂરો તથા મોલેસલામ એક બીજાના ઘા ઘણી ચપળતાથી ચુકાવતા હતા. શૂરાએ લડવામાં એવી હુશીયારી વાપરી કે પેલો બિસમિલ્લાસિંહ તો ફેં ફેં થઇ ગયો. તેથી હવે તેણે શૂરાના ઘોડાને ઘા મારવા માંડયા. પણ શૂરો તેના ઘોડાને એક પણ ઘા નહોતો મારતો, કેમકે તે જાણતો હતો કે ગરીબ પ્રાણીપર શા માટે ઘા મારવા જોઈએ. શૂરાનો ઘોડો પેલા મોલેસલામના ઘાથી છેવટે પીડા થવાથી પડયો. શૂરો તરત ઘોડેથી ઉતરી પડયો અને એવા દાવથી તલવાર વાપરી કે તેની અને પેલા મોલેસલામની તલવારો અથડાઈ અને બંનેની તલવારો ભાગી ગઇ. પછી તરતજ શૂરાએ ચપળતાથી ફરતે કે પોતાના હાથમાં રહેલો તલવારનો કકડો પેલા મોલેસલામના પિંગડાપર માર્યો કે પિંગડુ કપાઇ ગયું. જ્યાં પિંગડું કપાયું કે શૂરાએ તે મોલેસલામનો ટાટીઓ પકડીને ઘોડાપરથી ખેંચી

લેતે કે ભોંયપર પટક્યો, તે એવા જોરથી કે તે 'મોલે સલામનો જીવ નીકળી ગયો. શૂરાએ હવે 'જય ત્રિપુર હર-શંકર' એવો પેકાર કર્યો અને સર્વ લોકે ખુશીથી તે પોકાર ઝીલી લીધો. પછી રાજાએ એકદમે શૂરાની પાસે જઈને તેને ખુબ માન આપીને કહ્યું કે હે શૂરવીર જુવાન! તમે અમારી રજપૂતની જાતનું રત્નછો. આપને લાયક હું શી ભેટ આપું? શૂરસિંહ કહે મેતો ફક્ત આપણી રજપૂતની જાતનું નાક ન જાય માટે આ યુદ્ધ કર્યું છે, તેમ છતાં આપણે ભેટ આપવાની ઉત્કંઠા હશે તો પાછળથી થઇ પ-ડશે; હમણાં તો આ મોલેસલામના મડદા વિષે શું કર-વું તેનો વિચાર કરો.

રાજા૦—એને તમે હરાવ્યો માટે તમારી મરજી આ-વે તેમ કરો. શૂરસિંહે પછી બિસમિલ્લાસિંહનું મડદુ એ-ની સાથે આવેલા પેલા છ મોલેસલામને સોપાવ્યું અને પછી તે મોલેસલામને નગર છોડીને જવાની આજ્ઞા રા-જા પાસે કરાવી. પણ આપણા શૂરાને જે વખતે વિજય મળ્યો તે વખતે સતીએ પોતાના સારા સારા શણગાર પ-હેરી લીધા અને હાથમાં મોટી મોતીની માળા લીધી તથા દાશીઓને સાથે લેઇને એકદમે અખાડામાં આવીને શૂર-સિંહનું પૂજન કરીને તેને કંઠે પેલો મોતીનો હાર આરોપ્યો. આ વખતે શૂરાએ તરતજ સતીને ઓલખી કે જે સ્ત્રીને મેં પેલા બંગલાના છજામાં જોઇ હતી તથા જેના વિષે મને સ્વપ્નું આવ્યું હતું તે આજ સ્ત્રી છે; પછી શૂરાએ વીરસિંહને પૂછ્યું કે આ પરણેલી છે કે કુવારી. વિરસિંહ

રાજાએ કહ્યું કે એ કુવારી છે અને મારી સાળી થાય છે. ત્યારે શૂરસિંહે કહ્યું કે આપ મને ભેટ આપવા ઇચ્છતા હો તો આ સ્ત્રી રત્નની સાથે મારૂં વિધિ પ્રમાણે લગ્ન કરવો. વિરસિંહે —સતીની મરજી પુછી તો સતી તો પ્રથમથીજ અને મનથી વરી ચુકી હતી. આથી જોઇતું હતું ને વૈદે કહ્યા જેવું થયું. વિરસિંહની રાણી મળસુંદરીને પણ હવે સુરછા વળી હતી તેથી તે બારીએ ઉભી ઉભી સઘળું જોતી હતી. હવે સર્વે રાજમહેલમાં ગયા. અને બીજેજ દિવસે સતી અને શૂરાનો જગત્ પ્રખ્યાત વિવાહ થયો. કન્યાદાન મળસુંદરીએ તથા વીરસિંહે દીધું. મળસુંદરીએ પણ પોતાના સ્વામીનો જીવ ઉગાર્યો માટે શૂરાનો ખુબ પાડ માન્યો અને જો મળસુંદરીના મનમાં પહેલાના જેવો વહેમ રહ્યો હોત તો તેનો શોકની બલા લઇજનાર તરીકે પણ ગુણ માનત, પણ હવે તેના મનમાંથી એ વેમ જતો રહ્યો હતો કેમકે જ્યારે સતી વીરસિંહને લડાઇએ ચઢતાં અટકાવવા ગઇ ત્યારે તેણે રાજાને કહ્યું હતું કે આપને હું મારા પિતાસમ માનું છું.

શૂરાનો અને સતીનો વિવાહ થયાથી પવિત્રાને કાંઇ ઓછો આનંદ થયો નહોતો. હવે વીરસિંહે શૂરાને માટે અને સતીને માટે એક જુદો મહેલ બંધાવી આપ્યો. જુનો સેનાપતિ સમરસેન થોડા દિવસમાં મરણ પામ્યો તેની જગ્યા ખાલી પડી. શૂરાએ વિચાર્યું કે આપણે નવરા ન બેશી રહેવું, અને તેને રાજાએ નમ્રતા પૂર્વક શેનાપતિની જગો અંગીકાર કરવાની વિનંતી કરી, તે શૂરાએ અંગી-

કાર કરી; પણ રાજા હમેશાં તેને પોતાના બરોબરીયા જેવો ગણતો હતો એટલુંજ નહીં પણ પોતાનું જીવિત તથા જશ જાળવનાર તરીકે તેના વિષે પુજ્ય બુદ્ધિ પણ રાખતો. શુરા સતિનાં એક બીજા સાથે લગ્ન થવાથી તેમને જે આનંદ થતો હવો તે તો તે બંન્નેજ જાણે, બીજો કોઈ એ આનંદ શું વર્ણવી શકે?

શૂરાને સતીએ પરણ્યા પછી તેનું સઘળું વૃતાંત પુછ્યું હતું ને તે વૃતાંત સઘળું તેણે પોતાની વહાલી સતીને કહ્યું હતું, પણ તેણે સતીને કહ્યું હતું કે "હું ચંદ્રનગરના રાજા ચંદ્રસેનનો કુંવર છું એ વાત તારે કોઇને કહેવી નહીં." થોડા દિન પછી સતીએ પોતાના પતિને પેલા બ્રહ્મ રાક્ષસનો આપેલો ચંડીપાઠ આપ્યો. તે ચંડીપાઠ શૂરો રોજ કરતો હતો. નવમે દિવસે તેને સાક્ષાત મહામાયાનાં દરશન થતાં હવાં. મહામાયાનું પુજન કરીને શૂરો આરતી કરતાં નીચે પ્રમાણે સ્તુતિ કરતો હવો.—

### આરતી.

જય જય મહામાયા, જય જય મહામાયા,
ભક્ત તણો ભય હરવા, (૨) ખડ્ગ ધરી ધાયાં. ટેક.
દેવ અને દાનવનાં, પૂર્વે યુદ્ધ થયાં; (૨)
દાનવ જયને પામ્યા, સુરનાં સત્વ ગયાં. જય જય૦ ૧
દેવ તણાં દુઃખ દળવા, જગ જનની ત્યારે૦ (૨)
બિરદ પાળવા બહુધા, ધાયાં' તાં વ્હારે૦ જય જય૦ ૨
મધુ કૈટભને માર્યો, વિધિનું દુઃખ કાપ્યું; (૨)
રક્ત બીજને રોળી, (૨) સુરને સુર આપ્યું. જય જય૦ ૩

ચંડ મુડને ચોળ્યા, ચપટીમાં માતા! (૨)
સુરપતિનો ભય ટાળ્યો, (૨) સાચી સુખદાતા. જય જય. ૪
મહીશાસુરનું શીશ, કાપ્યું ક્રોધ કરી, (૨)
ભાર ભુમીનો ભાગ્યો (૨) જગની પીડ હરી. જય જય. ૫
બ્રહ્માણીરૂપે રહી, સૃષ્ટિ ઉપજાવે. (૨)
વૈષ્ણવિ રૂપે પાળે, (૨) દયા દિલે લાવે. જય જય. ૬
રૂદ્રાણી રૂપે તું શક્તિ સંહરતી. (૨)
ધરણી રૂપે સુખદા (૨) ભાર સકળ ધરતી. જય જય૦ ૭
ક્ષમા રૂપે રહી સઉમાં, ક્રોધ શમન કરતી. (૨)
ધૃતિરૂપે દૃઢ રહિને, (૨) નિર્બળતા હરતી. જય જય. ૮
ક્ષુધા રૂપે રહી ભક્ષ માગીને લેતી. (૨)
તૃષ્ટિ રૂપે સંતોષ (૨) સઉ જનને દેતી. જય જય. ૯
અગ્નિ રૂપ તુજ દેવી, જળ, નભને ભૂમી. (૨)
વાયુ લહરી તુજ રૂપ (૨) સઘળે રહિ ઘૂમી. જય જય. ૧૦
ત્રિકાળ સંધ્યા વિપ્ર, સાધે સઉ સારા, (૨)
તે પણ ત્રિભુવન જનની (૨) ત્રણે રૂપ તારાં. જય જય. ૧૧
જગ સઉ કે'છે શુરો, કાયર તુજ પાસે. (૨)
મદદ કરો મહામાયા, રહુ છું એ આશે. જય જય૦ ૧૨
ભય મંગલા હરીને, શિરપર કર ધરજે. (૨)
હું અર્ભક તુજ અંબા, ખોળે સંઘરજે. જય જય. ૧૩

પછી મહામાયા આદિ શક્તિએ શુરાપર પ્રસન્ન થઈને કહ્યું કે હે પુત્રા તું ગમે તે વરદાન માગ. ત્યારે શુરાએ કહ્યું કે, હે માજી હું બાળક આપની ભક્તિ શિવાય બીજું શું માગું? મહામાયા આવી શુરાની

નિઃસ્વાર્થ ભક્તિ જોઇને અતિ પ્રસન્ન થયાં. પછી શુરાએ નમન કરીને કહ્યું માજી આપ મને દર્શન દેવા કૃપા કરીને પધાર્યા માટે હવે મને સેવકને કાંઇ કામની આજ્ઞા કરો. જેથી આપની આજ્ઞા પ્રમાણે સેવા બજાવવાથી મારા દેહની સફળતા થાય. આ સાંભળીને દેવી હસીને બોલ્યાં હે પુત્ર! તને બાળકને મારાથી મા થઇ કશું કામ બતાવાય નહી; માટે હે દીકરા તારી દયા લાવીને ઉલટું તારૂં કામ કરવું જોઇએ. તેમ છતાં પણ જો .તારી એવી ઇચ્છા છે તો હું તને એક કામ બતાવું છું તે સાંભળ. તને હું આ મારૂં ખડ્ગ આપું છું, હું તે તારે માટેજ લાવી છું. તે ખડ્ગ તું જેટલી વાર ઉઘાડું રાખીશ તેટલી વખત તારી આશપાશ અસંખ્ય સેના જણાશે, કામ પડશે તો એ સેના તને લડવામાં મદદ કરશે. હવે તું આ તલવાર લેઇને તારા બાપના ગામ જા. ચંદ્રનગરનું રાજ્ય તને તારો બાપ ખુશીથી સોંપી દેશે, તારૂં આખા જગતમાં નામ થશે. આટલી વાતચીત માતાજીની સાથે કર્યા પછી શુરાએ સતીને મહામાયાનાં દર્શન કરવાને બોલાવી અને તે પગે લાગી એટલે મહામાયાએ તેને આશીરવાદ દેઇને છાતી સરસી ચાંપી. તથા કહ્યું કે હવે તમે બંને જણ ચંદ્રનગર જાવ એવી મારી આજ્ઞા છે. પછી માહામાયા તો અંતરધાન થયાં.

પછી શુરાએ અને સતીએ વીરસિંહ રાજાની તથા મળસુંદરીની રજા પોતાને દેશ જવા સારૂં લીધી. વિરસિંહ અને મળસુંદરીએ તેમને ઘણી કીમતી ભેટો આપી અને પ્રીતીથી

મળીને વળાવ્યાં. પણ સતીને પવિત્રાનું આ વખતે ભેટવુ તો ખરેખરૂં પ્રીતીથીજ ભરેલું હતું. આ વખતે શુરસીંહે પોતે કોણ છે તે વાત ખુલી કરી. આથી મળસુંદરીને તથા વીરસિંહને આનંદ થયો કે, સતીનો વર શુરો બહાદુર તથા કુળવાન હતો, કેમકે તે ચંદ્રનગરના પ્રખ્યાત મહારાજા ધિરાજ ચંદ્રસેનનો પાટવી કુમાર હતો. મળસુંદરી ના મનને આવો વર પોતાની બેહેનને મળ્યો તેથી અપાર આનંદ થયો એટલુંજ નહીં પણ અંતઃકરણમાં સંપૂર્ણ સંતોષ થયો; આ સમાચાર તેણે પોતાની માને તરતજ લખ્યા. શુરો તથા સતી મળસુંદરીનાં માતા પીતાને મળતાં ગયાં હતાં. તેથી સતીના માસા માસીને ખૂબ આનંદ થયો; તેમણે પણ વર કન્યાનો સારો આદરસતકાર કર્યો. વળી શુરો રસ્તામાં સુર્યસેન તથા પ્રતાપસિંહને તથા ખુનગંજ ખવીસને મળતો ગયો.

હવે શુરો અને સતી ચંદ્રનગરની ભાગોળે આવ્યાં; પછી શુરાએ પોતાની મહામાયાએ આપેલી તલવાર ઉઘાડી; એટલે આશપાશ મહા મોહોટી સેના ફરવા લાગી. હાથી ઘોડા રથ અને યોદ્ધાઓનો પારજ નરહ્યો. આ મહોટી સેનાનો સોરબકોર સાંભળીને શુરાના બાપ ચંદ્રસેનનેતો અજંપો થયો. તેના મનમાં વિચાર આવ્યો કે માનો ન માનો પણ મારા રાજ્યમાં અન્યાય થયો હોવો જોઇકે, નિકર મારા રાજ્ય ઉપર આવું સંકટ કયાંથી આવી પડે? આ મહોટું લસ્કર લેઈ કોઇ મોટા રાજા લડવાને આવ્યો છે હવે મારે શું કરવું? પછી ચંદ્રસેને પોતાના કુટુંબના

સર્વ માણસોને પુછ્યું, તમે કોઇએ મારાથી છાનો અ-ન્યાય કર્યો હોયતો કહો, આવું સંકટ કોને પાપે આ-વ્યું? સાચું કહો, જે જુઠું બોલશે તેને સીક્ષા ક-રીશ. તેણે પૂરસિંહ ને કહ્યું કે ભાઈ મેં તો તને રાજ્યનો અધિકાર સોંપી દીધેલ છે; માટે હવે તો તું રાજા છે તથા રાજ્યના પાપ રૈયતને પૂગે છે માટે તારે લીધે તો આ રાજાને તથા રૈયતને માથે મોટો ભાર આવીને નથી પડયો? પૂરસિંહે પોતાના પીતાનાં આવાં ક્રોધનાં વચન સાંભળી હાથ જોડીને સાચે સાચો જબાબ દીધો કે—'હે પિતા! આજે કાંઇ સંટક આવી પડયું હશે તે મારી મા-ના તથા મારા પાપથી. શૂરાને કપટપાશમાં ફસાવીને મા-રી માએ મને ગાદીપર બેસાડાવ્યો છે. પેલા પરદેશીના કાગનો ખરો તપાસ લાવનાર તો સત્ય વચની શૂરસિંહ હતો; આ વાતનો મને ઘણા દિવસથી પસ્તાવો થતો હતો. પણ હવે જો શૂરો આવે તો એનું રાજ્ય એને આપીને તે મારો મોટો ભાઇ છે માટે એની હું સેવા કરવાને ખુ-શી છું.'

શૂરાની બાબતમાં આવું કપટ થયેલું સાંભળીને રા-જા ચંદ્રસેનને અતિશય ક્રોધ ચઢી ગયો; અને તે બોલ્યો, "હે નાદાન પુત્ર પૂરસિંહ! આમ કપટથી રાજ્ય મેળવીને મને ઠગનારને તને પણ શિક્ષા થવી જોઇએ. તું પણ આ મારૂં નગર છોડીને જા, પછી હું મારી મેળે, આ ચડી આવેલા રાજા જોડે મારી રૈયતની ખરાબી ના થાય તે

પ્રમાણે બંદોબસ્ત કરીશ. જો તે રાજા નહીં માને તો હું મારે ઘરડે ધ્રુજતે હાથે ખડ્ગ લેઇને મારૂં ચાલશે ત્યાં લગી રણમાં તેની સામે લડીશ; પછી મારૂં ઘરડું માંથુ પણ રૈયતના રક્ષણમાં પડશે તો પણ મારા રજપૂત શરીરનું સાર્થક થશે." પૂરસિંહ પોતાની માને તથા પોતાની સ્ત્રીને રોતી કકળતી મૂકીને નગર છોડીને ચાલ્યો; પછી રાજાએ પોતાના પ્રધાનને પેલા ચડી આવેલા રાજાની પાસે સલાહ કરવાનું કહેણુ કહાવવા મોકલ્યો. તે ઘરડો પ્રધાન તે રાજાની પાસે ગયો એટલે તેણે તેને તરત ઓળખ્યો કે આતો આપણો ભલો શૂરસિંહ છે. શુરસિંહે તેને ઓળખીને માન આપ્યું અને પોતાનાં માબાપની ગુરૂની તથા ભાઇની ખબર પૂછી. પછી પ્રધાને તો જઇ વધામણી ખાધી અને સર્વે પ્રસન્ન થઇ ગયાં. રાજા ચંદ્રસેન પોતાના ગુણવાન દીકરાને સાંમો તેડવાને ગયો અને શૂરો તેને વેગળેથી આવતો જોઇને ઉભો થયો અને પગે લાગ્યો. બાપ દિકરો ભેટયા તે વખતે બંનેની આંખમાંથી આસુંની ધારાઓ ચાલી અને નીચે પ્રમાણે વાતચિત્ત થઈ:—

ચંદ્રસેન૦— હે પુત્ર! મેં તને વગર કારણે પરદેશ કાઢયો તેથી મને બહું અફ્સોસ થાય છે. આટલું તારૂં અપમાન થયા પછી પણ તું આટલા મ્હોટા લશ્કરનો ધણી મારૂં નાનકડું રાજ્ય લેવું કબુલ કરીશ? મારી ગાદી તને ગમશે? મેં તને દુ:ખ દીધું છે તે તું ભૂલી જઇશ? અને પુત્ર એ તે તારાથી કેંમ ભૂલાશે?

શૂરસિંહ૦—આપનું રાજ્ય ગમે તેવું નહાનું હોય તો પણ તે મારા બાપનું કહેવાય માટે તે આપની પવિત્ર ગાદીનો માલીક થવા હું ખુશી છું પણ મારા પ્યારા ભાઇ પૂરસિંહને ગાદીપરથી ઉઠાડીને મારાથી તે ઉપર કેમ બેસાય?

ચંદ્રસેન૦—વહાલા પુત્ર! તેને તો મેં તને કરેલા કપટ માટે ક્યારનોય દેશ પાર કર્યો છે. કપટી માણસને તો હું મારી હદમાં કદાપી રહેવા દેવાનો નહીં. મારા રાજની હદમાં એવાં માણસો જોઈએ નહીં. ચંદ્રસેન પોતાનું વચન કદાપી નહીં ઉથામે એ શૂરો સારી રીતે જાણતો હતો માટે કાંઇ વધારે તે બોલ્યો નહીં. પછી સર્વે શહેરમાં ગયાં. શૂરાના ગુરૂજી હવે પધાર્યા તેને તેણે દંડવત્ નમસ્કાર કર્યો; પછી કુળ દેવીને શુરો તથા સતી પગે લાગ્યાં. એટલામાં શુરાની મા પોતાના ઘણે દિવસે આવેલ પુત્રનું મુખ જોવાને ધસમસી આવી; રાજ દેવીને શુરો તથા સતી બન્ને પગે લાગ્યાં. રાજદેવીએ સતીને આશીરવાદ દીધો કે અખંડ સોભાગ્ય રહો અને શુરાને પણ ઘણું જીવો એવો ખરા પ્રેમ પૂર્વક આશીરવાદ દીધો. હવે શૂરાએ પોતાની દેવીએ આપેલી તરવાર મ્યાનમાં ઘાલી એટલે પેલી જે સઘળી સેના હતી તે અંતર્ધાન થઈ ગઈ. પછી શુરાને રાજ્ય અભિષેક કરવાને માટે ગુરૂજીએ ક્રિયા કરાવવા માંડી; એવામાં દેશવટે ગયેલા પૂરસિંહની વહુ વિલાપ કરતી હતી તેનો શબ્દ શુરસિંહને કાને પડયો. શુરસિંહે ગુરૂજીને પુછ્યું કે મહારાજ આ કોણ રૂવે છે?

ગુરૂજી૦—હે વત્સ! એ તો પૂરસિંહ કુમાર તમારા ગયા પછી પરણ્યા હતા; તેમની અર્ધાંગના સન્મતી દેવી પોતાના પતિ દેશવટે ગયા છે માટે રૂદન કરે છે.

શુરાએ પોતાના ગુરૂજીનાં આ વચન સાંભળીને કહ્યું કે હે મહારાજ મારા રાજ્યભિષેકની સમગ્ર ક્રીયા ઝટ કરી લ્યો. ગુરૂજીએ તે ક્રીયા ઘણીજ ત્વરાથી કરી લીધી. પછી શુરાએ એકે દમે હુકમ કર્યો કો "જાઓ રે સ્વારો પૂરસિ-હ જ્યાં હોય ત્યાંથી તેમને અત્રે તેડી લાવો" સ્વારોએ જઈને પૂરસિંહ થોડાક ગાઇ ઉપર જતો હશે ત્યાંથી તેને તેડી આણ્યો; શૂરસિંહે તેને સારી રીતે માન આપીને પોતાની પાસે બેસાડયો અને કહ્યું કે ભાઇ! તમે આ નગર છોડીને જશો નહીં; તમારે કશી ચિન્તા ન રાખવી અને અત્રે સુખેથી રહેવું. આ સાંભળીને ચંદ્રસેન રાજા બોલ્યા કે મેં મારા રાજ્યની હદમાંથી જવાનો હુકમ કર્યો છે.

શૂરસિંહે૦—હે દયાળું પિતાજી! આપે મને કૃપા કરીને ગાદી આપી એટલે હવે આ બધું રાજ્ય મારૂં થયું. માટે આપનો બોલ પ્રમાણ રહશે. અને ભાઇ પૂરસિંહ મારાજની હદમાં રહેશે, હું રાજ્ય કરૂં અને મારો નહાનો ભાઈ પરદેશ જાય અને દેશવટો ભોગવે એથી શું મને લાંછન ન લાગે? આવાં વચન શૂરાનાં સાંભળીને રાજા ચંદ્રસેન સુદ્ધાં સઘળાં માણુસ ખુશી થયાં. પૂરસિંહને શૂરસિંહે રાખ્યો માટે પૂરસિંહની. માને તથા સ્ત્રીને ખુબ આનંદ થયો અને તે બંન્નેએ ઉદાર સ્વભાવના શુરસિંહનો સંપૂર્ણ પાડ માન્યો. આ વખતે આખા રાજ કુ-

ટેએ પરમેશ્વરનો ઉપકાર માન્યો. અને શુરાનું રાજ અખંડ તપો અને તેની કીર્તી જુગો જુગ રહો એવી પ્રાર્થના પરમેશ્વરને કરી. આકશમાં અપસરાઓ નીચે પ્રમાણે ગાવા લાગી.

પદ. ૧.

શુર સતી જગમાં જય પામો,
જુગ જુગ ઝાઝેરા જશ જામો. શુર. ટેક.
તાત તણે વચને પુર છોડયું, વચન દિધું તે પણ પાળ્યું રે;
ભ્રાત નરેશ થયો પણ રખડી વિદેશનીપ્રેનિજ મનવાળ્યું રે;
શુર. ૧

ક્ષત્રિયવટ પાળ્યો બહુ પ્રીતે, દીનજનોનું દૂખ ટાળ્યું રે;
શિવશક્તિને સેવ્યાં ભાવે, તેઓ એ શુભ ફળ આલ્યુ રે;
શુર. ૨

કલેશ કુટુંબતણો સઉટાલ્યો, દૂશ ન રાખ્યો ભાતનિ સામે;
શૂરસતી તણું નામ સવારે, જે જનલે તેનાં દુખવામે.
શૂર. ૩

સતિયો ભૂપતિ પ્રજા સુધર્મિ, ચંદ્રનગર અમરા પુરજેવું;
સતી શિરોમણિ શાણીરાણી, આશિશ દેઇ નવું શું કહેવું?
શૂર. ૪

શૂરો અને સતી લાબા વખત લગી ચંદ્રનગરનું રાજ કીર્તિ સહિત ભોગવીને તથા પોતાની પાછળ પાંચ પરાક્રમી પુત્રોને મુકીને તથા શીવશક્તિનાં પ્રત્યક્ષ દરશન કરીને પરમાત્મરૂપ પરમ બ્રહ્મ શિવ તત્વમાં સમાયાં. બો•

બોલો શ્રી શિવ સ્વરૂપ સદગુરૂ દેવકી જય !!!

આ વાતનું મહાત્મ્ય.

### દોહરા.

શુરા સતિની વાત આ, ભણે સુણે ક્ષણુ એક;
શિવશક્તિ રહે સ્હાયમાં, સદાય રાખે ટેક. ૧
વંજ્યા પામે પુત્રને, શિવશક્તિની મ્હેર;
નિર્ધનને ધન સાંપડે, લક્ષ્મી લીલા લ્હેર. ૨
વાંઢાને વનિતા મળે, રૂપ રૂપ અંબાર;
આજ્ઞા પાળે પદમણી, શોભાવે ઘરબાર. ૩
ડાકણુ શાકણુ ભૂતને, વંતરનો વળગાડ;
દૂર ખશે પલએકમાં, પાડી કાળી રાડ. ૪
જીંદ હોય જબરા બહુ, તે પણુ નાશી જાય;
બ્રહ્મરાક્ષસો નવ રહે, સુણતાં આજ કથાય. ૫
વાત શુરા સતિની સૂણી, રજપુત રણમાં જાય;
શત્રૂ હણી વિજય કરી, શુરો તે કેવાય. ૬
વેપારી આ વાતને વાંચ્યે, દામ કમાય;
બ્રાહ્મણુ ભણતા આ કથા, પૂરો પંડિત થાય. ૭
કન્યા વાત સુણે તદા, પામે ગુણિયલ કંથ;
પરણેલી વાંચી લહે, પતિવ્રતાનો પંથ. ૮
સુણે વાત જો આંધળો, શ્રદ્ધા ધારી નિત્ય;
વરસ એકમાં અંબિકા, આપે આંખ ખચિત. ૯
અપંગ પામે અંગને, સુણી પ્રેમથી સાર;

કામ જીતે દરબારમાં, વરતે જયજયકાર. ૧૦
નપુશક જો આ સાંભળે, પામે પુરૂષાતંન;
જગદમ્બાના જોરથી, એછે સત્ય વચંન. ૧૧
રોગ દોગ સઘળા વળી, કોગળિયાનો કેર;
નડેન તેને વાત આ, હોય જેહને ઘેર. ૧૩
કાળીરૂપ અમાસને, માસ વરદ વૈશાખ;
ઓગણીસ બેતાળિસે, શૂરા સતિની સાખ. ૧૩

ઇતી વાર્તા મહાત્મ્ય.



## જાહેર ખબર.



આ જાહેર ખબર ઉપરથી સરવે છપાવનાર તથા બુકો બંધાવનારને માલુમ થાય કે અમારા "ગુજરાત ગેઝેટ પ્રેસ"માં છાપવાનું કામ સારૂં સફાઇબંધ અને સસ્તુ છપાવનારની મરજી મુજબ ધારેલી મુદતમાં છાપી આપવામાં આવે છે. તેમ બુકો બાંધવાનું પણ વિલાયતી સાંચાથી સરસ સુશોભીત કરવામાં આવે છે. છપાવનારને એક વખત અમારી સાથે કામ કરાવ્યાથી ખાત્રી થશે કે અમો કેવી રીતે કામ મરજી મુજબ કરીએ છીએ. ગુજરાતી ઇંગ્રેજી, બાળબોધી તેમ જૈની લીપીમાં છાપવાનું કામ કરીએ છીએ. માટે જેવું કામ કરાવવું હશે તેવું કામ કરી આપવામાં આવશે વાસ્તે અમારા પર પત્રદ્વારે અથવા રૂબરૂ મળેથી સરવે જાતનો ખુલાસો કરવો.

લી. સેવક.

**છગનલાલ ગીરધરલાલ.**

**ગુજરાત ગેઝેટનો મેનેજર.**